૩૨૬૨

# રાહખેંગાર અને રાણકદેવી નાટક
## વિષે સૂચના.

કલ્પિત અને બનેલા, ચમત્કારી વિષયો ઉપર માણસનું મન હમેશાં ઉત્સુક રહે છે તેમાં પણ મુખ્યત્વે ખરી હકીકત અસર કરે છે તેવી કલ્પિતથી થતી નથી. ઐતિહાસિક અદ્‌ભૂત દાખલાઓ આજ કાલ ઘણા ફેલાયા છે અને તેજ ઘણા રસયુક્ત થઈ પડ્યા છે. કુદરતી નિયમ એવોજ છે કે પૈસો, સ્ત્રી અને જમીન. આ ત્રણમાંથી માણસોની અંદર મુખ્યત્વે વૈર બંધાય છે અને તેનાં એટલાં બધાં માઠાં પરિણામ ઉપજે છે કે દયાનો ઉભરો જોર કર્યા વગર રહે નહીં. મોહટા મોહટા મહારાજા, ને તેમજ ગરીબમાં ગરીબો પણ ઉપલી બાબતને લીધે પાયમાલ અને હેરાન થયેલા આપણે વાંચ્યા છે. તેમજ સાંભળ્યા છે અને આવા દાખલાઓ સેંકડો બલકે હજારો મળી આવે છે અને તેવોજ આ રાહખેંગાર અનેસીદ્ધરાજ વચ્ચેનો છે.

રાહખેંગાર ઈ. સ. ૧૦૯૮ થી ૧૧૨૫ સુધી સૌરાષ્ટ્ર દેશનો મહીપતી થઈ ગયો છે અને તેની રાજ્યધાની જુનાગઢમાં હતી. તે મહા પરાક્રમી, શૂરો અને રાજ્યકળામાં કુશળ હતો અને તેજ વખતે ગુજરાતમાં મહારાજા સિદ્ધરાજ

જયસીંહનું રાજ્ય હતું. આ બંને પરાક્રમી અને વિજયી નરેશો એક ઉપર કહેલાજ ચેપીરોગમાં કેવી રીતે રીબાઈ અંતે મરણ શરણ થયા, તે આ નાટક વાંચવાથી પુરી અસર સાથ જાણવામાં આવશે. વળી ક્ષત્રીયોની કુશળતા, સ્ત્રીઓની ચતુરતા અને દુરજનની કુટિલતા પણ આબેહુબ જોવામાં આવશે.

નાટકના બે પ્રકાર છે. એક શ્રાવ્ય અને બીજુ દસ્ય. પરંચ બીજાથી પહેલાં કરતાં વધુ સારી અસર થાય છે અને તેનેજ લીધે આ ઐતિહાસિક બનાવની નોંધ દસ્યમાં લીધેલી છે. જુદે જુદે સ્થળે આશરે ૫૦૦ વાર પ્રયોગ થએલછે. અને તેથી તેની ઉપર પ્રજાનો સારો પ્યાર ઘણા ભાઈની સૂચનાથી અમારા જાણવામાં આવ્યો છે.

બાદ કોઈ સ્થળે યા પ્રસંગે અમારી કંઈ પણ ખામી વાંચનાર સાહેબોના ધ્યાનમાં આવે તો તે બાબત યોગ્ય સૂચના કરવા અમારી ખાસ વિનંતી છે. **જુનાગઢ**
તા.૧-૧-૮૮ વિનંતિ વાંચનારાઓના નમ્ર સેવકો,

**કર્ત્તાઓ.**

---

## શાર્દુલ વિક્રીડિત.

આરંભે શુભ નામ વિઘ્ન હરતા, ભર્ગો ભલા ભૂ તણા,
માયા તારી કળી કળે જન તો, ગૂણો કર્યા છે ઘણા;
આપોછો અતિ સુખ આજ અમને, દુઃખો બધાં તો હરી,
ગ્રંથારંભ વિશેજ નમ્ર સ્તુતિ આ, શ્રી રંગ રૂપેં કરી. ૧

દેવોના પણ દેવ શંકર તમેં, અગ્રે રહી સર્વદા,
કાપી કષ્ટ ખચીત આજ મનનાં, સાથે રે'જો સદા;
દેજો સન્મતિ દેવ દેવ અમને, આશાજ રાખી ખરી,
ગ્રંથારંભ વિશેજ નમ્ર સ્તુતિ આ, શ્રી રંગ રૂપેં કરી. ૨

કોટી જે અપરાધ થાય અમથી, વેગેથી વિદારજો,
સંસારી જલ સિંધુથીજ અમને, સદ્યે તમે તારજો;
આપી સંપ સદાય બંધુ જનને, શાન્તી કરો હે હરી,
ગ્રંથા રંભ વિશેજ નમ્ર સ્તુતિ આ, શ્રી રંગ રૂપેં કરી. ૩

નીતિને શુભ રીતિ ભક્તિ મનમાં, સદ્‌ગુણ તો આપજો,
સ્થાપી સ્થીર સદાય ધર્મ સુખમાં, કંકાસ તો કાપજો;
રાખીને તુજ નામ આજ ઉરમાં, સંકષ્ટ જાયેં તરી,
ગ્રંથરંભ વિશેજ નમ્ર સ્તુતિ આ, શ્રી રંગ રૂપેં કરી. ૪

આરંભ્યું શુભ કામ નામ ગ્રહિને, તે પાર ઉતારજો,
જે જે કાર્ય. બનેજ હાથ અમથી, તે તેજ સૂધારજો;
છાંયા શીતળ હેડ શાન્ત થઈએ, વાત્સલ્ય ભાવે હરી,
ગ્રંથારંભ વિશેજ નમ્ર સ્તુતિ આ, શ્રી રંગ રૂપેં કરી. ૫

"જોરૂ, જમીન ને જર; એ ત્રણ કજીયાનાં ઘર."

અથવા

# રાહખેંગાર અને રાણીકદેવી નાટક.

## इश्वरस्तुति.

(સર્વે પાત્રો સાથે.)

**(છે જનપાલક ટાલક દુઃખનો, કુલ પૃથ્વીમાં તું એકલો. એ લય.)**

**સર્વે પાત્રો:—**

પરમેશ પરેશ કૃપા કરજે, અલ્પ સ્તુતિ અમારી ઉર ધરજે.
ઉમયા અર્ધાંગે રાખી સદા, ભક્તોને નહીં દુઃખ કદા;
ભજેછે જન તુજને સર્વદા, દુઃખો અમારાં તું હરજે. ૧
અર્ધ ચંદ્ર જટામાં બીરાજે છે, ખળ ખળ ગંગાજી વહેછે,
સર્વમાં વ્યાપક હે નાથ, પતીત પાવન અધમ ઉધાર;
સ્તુતિ કરીયે વારંમ વાર, કલેશ અમારા તું હરજે. ૨
જળધર ગલધર શંકર છો, ફરશીધર પન્નગ ધારી છો,
ભસ્મનો અંગે લેપ કરો, જંગલમાં નિશ દિન લે'ર કરો;
ગજ ચર્મ હમેશાં વસ્ત્ર ધરો, સમ દ્રષ્ટી રાખી સૌપર છે. ૩
જૈદ્રથની ભુજામાં વાસ કર્યો, આ દુષ્ટોનો તો નાશ કર્યો,

કૃતી કળે નહીં કોઈ જન, વસોછો સર્વને હો મન;
અર્પી તુજને તન મન ધન, અર્જ કરી તે ચિત ધરજે. ૪
વિશ્વેશ સુરેશ નરેશ પતી, પરમેશ ધનેશ ધુરેશ જટી,
શેવક આજ કરેછે શેવ, દેવ તણા પણ મ્હોટા દેવ;
માની લેજે સ્તુતિ એવ, દુઃખો અમારાં તું હરજે. ૫

---

# પ્રવેશ ૧ લો.

## સ્થળ—કડલી નગરમાં રાજા પારસીંહની કચેરી.

**પાત્ર**—પારસીંહ, બુદ્ધિબળ, અને દાસી કેસર.

**પારસીંહ**—પ્રિય પ્રધાનજી આજ કાલ માહારૂં મન ઘણું વિહ્વળ રહેછે. કારણ, માહારી આટલી વૃદ્ધ અવસ્થાએ કાંઈ પણ સંતતિ પ્રાપ્ત થઇ નથી. એટલુંજ નહીં પણ હાલ મારી પ્રાણ પ્રિયા પ્રસવના મહાન કષ્ટમાં અતિ દુઃખ પામેછે. વાહાલા બુદ્ધિબળ! જો ઇશ્વરકૃપાથી પુત્ર રત્ન પ્રાપ્ત થાય તો હું જેવો બીજો કયો મહદ્ ભાગ્યશાળી? અને એમ થાય તોજ માહારા હજારો દુશ્મનો વચ્ચે મહારૂં રાજ અને તાજ બંને સલામત રહે. નહીંતર એક તો વૃદ્ધા અવસ્થા અને બીજી આ મ્હોટી ફીકરથી થએલ અશકતપણાનો લાભ તેઓ શા વાસ્તે નહીં લે! અરે દૈવ મેં તારો એવો શો અપરાધ કર્યો છે કે મને દુઃખી કરેછે? (નીચું જોઈ રૂમાલથી આંસુ લુવેછે.)

**બુદ્ધિબળ**—મહારાજાધિરાજ! સાવધ થાઓ! સાવધ થાઓ! આટલીબધી દીલગીરી કરવાથી આપની અશક્તિમાં

ઓર જ્યાદે વધારો થઈ જશ્રા લાગશે. પરમેશ્વર સર્વવ્યાપક આપની આસ્તા ઉપર તેમજ નીતિ અને ભક્તિ ઉપર પુરતું લક્ષ આપી આપનું દુઃખ થોડા રોજમાં દફે કરશે.

**પારસીંહ**—પ્રધાનજી ! એ ઝાંઝવાના જળની માફક, આકાશના ફુલની માફક, સસલાની સીંગની જેવી નિષ્ફળ આશા ક્યાં સુધી રાખવી ? જો સર્વજ્ઞ અંતર્યામીની માહારા ઉપર કૃપા હોત તો આજ દિવસ સુધી શા માટે ન થાત ; પરંતુ વાહાલા પ્રધાન એ કૃપા નહીં પણ કુનેહ છે, માહારૂં શરીર હવે લાંબો વખત આ દુનિયાં ઉપર ટકવાનું નથી. હા ઈશ્વર! માહારા દુઃખનો છેડો લાવ અને માહારો નેક ન્યાય તારી હજુર બોલાવી કર. ( તખ્ત ઉપર બેભાન હાલતમાં શોકમાં લીન થઈ ગાય છે.)

## ભૈરવીની ગજલ.

( ચંદ્રમુખીને એકલી છોડીને હું આવ્યો અહીં—એ ઢબ)

દુઃખ દર્દથી દીલડું અતી, બે હાલ થઈ માહારી ગતી,
વિના સંતતી અરે, સુખ માહારૂં સૌ હરે;
ધીઃક વિના પુત્રની, ધીટકાર લોક સૌ કરે. ૧
મુખ માહારૂં કો કદી, જુવે નહીં સવારમાં;
કહેછે મુખથી વાંઝીયો, આવે નહીં દુવારમાં. ૨
પાપ પેલે જન્મ મેં, કરયાં ઘણાં પ્રભુ અરે;
ક્ષમા કરો હો નાથરે, લાચારછું ખરે ખરે. ૩
ઉદાશ મન તો થયું, ગઈજ હામ દીલની;
કરી ખરે ખરી પ્રભુ, વિનતી આ અસીલની. ૪

થયા છે પુરા દીન તો, પત્ની માહારીને ખરા;
પુત્ર દર્શન દે હવે, આવી છે માહારી જરા. ૫
( મુર્છાંગત થાયછે )

**કેશર**—પ્રધાનજી! માહારાજા આમ બેભાન કેમ પડ્યા છે હું વધામણી લઈને આવી છઊં.

**બુદ્ધિબળ**—કેમ શેની વધામણી? શું બાઈસાહેબને પુત્રનો પ્રસવ થયો?

**કેશર**—ના, ના, પુત્ર તો નહીં પણ પુત્રીનો પ્રસવ થયો.

**બુદ્ધિબળ**—ભલા સારૂં, સર્વજ્ઞ સર્વેશ્વરે બાઈસાહેબને તો બંધન મુક્ત કર્યા એજ શુકર. લે ત્યારે હું માહારાજા-ને જાગૃત કરૂછઊં ( એમ કહી માહારાજાને મુર્છા અવસ્થા-માંથી જાગૃત અવસ્થામાં લાવેછે. )

**પારસીંહ**—કેમ કેશર! અંતર્ગૃહના શુ ખબર છે?

**કેશર**—( માથું નીચું નમાવી ) માહારાજા?

( ધરસેં ઈહાં કોન ખુદાકે લીયે લાયા મુજકું—એ ઢબ. )

લાવી છઊં આજ રાજા, એક બધાઈ સારી;
પુત્રી પેદા થઈ છે, આપ ઘેર એક પ્યારી. ૧
કરો ખુશી આજ રાજા, અર્જ આપ પાસ મારી;
સુખી કરો તેથી આજ, આપી સીરપાવસારી. ૨

માહારાજા આપને ત્યાં આજે એક અતિ રમ્ય પુત્રિનો જન્મ થયો છે તેને માટે આ કીંકરીને યોગ્ય સીરપાવ આપી નીહાલ કરશો.

**પારસીંહ**—( ઘણીજ ખુશીમાં આવી. )પરધાનજી !

**(ઉપલીજ ઢબ.)**

ઘણો ખુશીનોજ દીન, આજ છે પ્રધાન માહારા;
તેથી જલ્દી દેજે તું, દાશીને સીરપાવ સારા. ૧
જલ્દી બોલાવતું, જોશી નેજ આજ આંહીં;
કરે જન્મોતરી, પુત્રીજ કેરી તે તહીં. ૨

વાહાલા પ્રધાન પુત્ર કે પુત્રી એ કુદરતના હાથમાં છે પરંતુ માહારી વાહાલી પ્રિયાને બંધન મુક્ત કરી એજ અંતરયામી ઈશ્વરનો આભાર માનવા જોગ છે જેથી આજનો દિવસ મ્હોટા આનંદનો ગણવો જોઇએ. આ કેશરને સારી રીતે પોશાક આપો અને હું અંતઃપુરમાં જાઉંછૌં. ત્યાં આપણા રાજ્ય જોશીને બોલાવી ત્યાં આવો કે પુત્રીની જન્મોતરી કરાવીયે.

**બુદ્ધિબળ**—જેવી માહારાજની આજ્ઞા.

( સૌ જાયછે.)

---

# પ્રવેશ ૨ જો.

**(સ્થળ—અંતર્ગૃહ.)**

**પાત્ર**— પારસીંહ–રાજા–કમળાકુવરી–રાણી–બુદ્ધિબળ–પ્રધાન–ગવરીશંકર જોશી.

**બુદ્ધિબળ**—માહારાજાધિરાજ આજની ખુશાલીનો કંઈજ પાર નથી. પરમેશ્વર સૌને તંદુરસ્ત રાખે.

( મેં લાખકી દો લાખકી પરવા નહીં રખતી—એ રાહ. )

ખુશી થઈ છે આજ, અતી રાજ અમારા;
થઈછે પુત્રી ઘેર જેથી, આજ તમારા. ૧
આપ્યા છે સીરપાવ, આજ દાસીને સારા;
લાવ્યો છું જોશીને, હુંજ કદમ તમારા. ૨

માહારાજ આપના હુકમ અનુસાર કેશરને સારી રીતે પોશાક આપ્યો છે તેમજ આપણા રાજ્ય જોશી ગવરીશંકરને પણ આપ હજુર હાજર કરૂંછઊં.

**પારસીંહ**—જોશી માહારાજ ! આજે ઈશ્વર કૃપાથી પુત્રીનો પ્રસવ થયો છે તે ઘડી પળ આ કાગળમાં માંડી છે તે લ્યો.

(અરે લાલદેવ ! ઈસ તરફ જલ્દી આ—એ રાહ)

અરે જોશી ? કે' જલ્દી સાચી વાત;
પુત્રી થઈ કેવી આ સાક્ષાત,
જન્મ તેનો કેવો થયો છે આજ,
બનશે ભવીષ્યમાં કેવો બનાવ.

ગવરીશંકર, જી. જે હકીકત આપને જોતિષ વિદ્યા અનુસાર ખરી લાગે તેજ યથાસ્થિત કહી સંભળાવો. આપ સત્ય વક્તા છો તેથી જુઠું નહીંજ કહો એવી આશા છે.

**ગવરીશંકર**—માહારાજાધિરાજ સાંભળો ત્યારે (આંગળીના વેઢા ગણતો તથા ટીપણું પહોળું કરી ગાયછે.)

**કેરબો.**

જોઈ ટીપણું ને વાત કહું આજ સાચીરે,

આજ સાચીરે રાજા આજ સાચીરે.
ધન, મકર, ને મીન મેખ કુંભ અને વરખ,
સીંહ મીથુન કન્યા તુલ વૃશ્ચકને કરક. ૧
દા, ચા, ઝા, થા મીન જાણો બા, વા, જાણો વરખ,
રાતા તુલ, ગો સા કુંભ, ડાહા, છે કરક. ૨
યમ ઘંટને વૈદ્રથ વખતે હતોજ વ્યતીપાત;
જનમ વખતે ગ્રહણ હતું મરશે એનો તાત. ૩
કુળ તણો તો નાશ કરશે રે'શે જે ઘરમાંય;
સાચે સાચું કહુંછું રાજા કરો મને ક્ષમાય. ૪

રાજાધિરાજ ! મેં આ કુંવરીની ગ્રહકુંડળી કરી બારીક નજરથી તપાસ્યું તો તેનો જન્મ ઘણાજ વિપરીત કાળમાં થયોછે અને તેને લીધે આ પુત્રાનું મુખ વધારે વખત જોવું એ પણ સારૂં નથી એમ મારો મત છે.

(જલ્દી સટકી જાયછે.)

(કમળા કુંવરી એકદમ મુર્છાગત થાયછે તેને શુધીમાં લાવીને.)

**પારસીંહ**—પ્રાણપ્રીયા! તમારી અત્યંત દીલગીરીમાં હું પણ વિભાગી છઉં ; પરંતુ પરમેશ્વરે આપણને આટલે વર્ષે એક ફળ આપ્યું અને તે પણ આવું ત્યારે દૈવની આપણા ઉપર અકૃપા છેજ એમ સમજી લાચાર થઈ ખમવું જોઇએ.

**કમળાકુંવરી**—પ્રાય પ્રાણનાથ ! આપ કહોછો તે તદન ખરૂં છે પરંતુ સ્ત્રી જાતીનો સ્વાભાવિક સ્વભાવજ છે આટલું આટલું દુઃખ સહન કરતાં જે ફળ પ્રાપ્ત થાય તેના ઉપરથી કેમ માયા ઉતારી નંખાય તેને આપણી નજરથી

કેમ દુર કરાય, અરેરે આટલાં વર્ષે જનુની થવાનો વખત આવ્યો તેનો લાહાવો શું માહારે ન લેવો ! હે દૈવ તું કેમ કૃર થયો. (એમ કહી અશ્રુપાત કરેછે.)

**પારસીંહ**—સુવદના ! ધીરજ ધર, ધીરજ ધર. પરમેશ્વર વળી મેહેરબાની કરશે. આ પુત્રીને આપણા પ્રધાનજીને ત્યાંજ રાખવાની ગોઠવણ કરશું તું મુંઝા માં.

**કમળા**—જેવી પ્રાણનાથની ઈચ્છા. (સૌ જાયછે.)

---

## પ્રવેશ ૩ જો.

### સ્થળ—રાજાનું ગુપ્તગ્રહ.

**પાત્ર**—પારસીંહ, રાજા, બુદ્ધીબળ, પ્રધાન.

**પારસીંહ**—પ્રધાનજી !

### ત્રોટકછંદ.

નથી કામ તણી એ પુત્રી ખરે, નકી ઘાત કુટંબનો તેજ કરે;
કરવી દૂર તેને નકીજ હરી, દીલમાં નહીં આશ ધરંજ જરી.
થઈ સત્વર જા તું પ્રધાન અરે, મુક જંગલમાં જઈ પુત્રી ખરે;
દીલમાં અતિ દાઝ રહીજ ખરી, પણ વાત ખરી દુઃખકારી હરી.

વાહાલા પ્રધાન ! જો આ પુત્રીને આ શેહેરમાંજ રહેવા દઈએ તો કોઈ દીવસ પણ તેનું મુખ જોયા વગર રહેવાયજ નહીં. અને જોવાય ત્યારે તેમાંથી ઘણું માઠું પરિણામ નીપજ્યા વગર રહેજ નહીં માટે મારો મત એવો છે કે

તેને જંગલમાં કોઈ નીર્ભય જગ્યાએ મુકી આવવી પછી જે તેના નશીબમાં લખ્યું હશે તેજ થશે.

**બુદ્ધીબળ**—માહારાજા ધીરાજ માહારો પણ એજ મત છે અને તેને માટે.

### પીલુની ઠુમરી.

આપનો હુકમ માથે ચડાવી, જાઊં હું સત્વર પુત્રી તેડાવી;
નીર્ભય સ્થાને મુકીશ હાથે, ફરી અહીં નહીં આવે કોઈની સાથે;
છોડો તમે દીલનીજ ઉદાસી, લખી જે ભવીષ્યમાં તે વાત સાચી.

માહારાજા જે બનવાનું છે તે હમેશાં બનેજ છે માટે આપ તે બાબત જરા પણ સોચ નહીં કરશો હું તેને કોઈ નિર્ભય સ્થાને મુકી આવીશ અને તે વાતની માહારાણીને પણ ખબર નહીં થવા દઊં. (સર્વે જાયછે.)

---

## પ્રવેશ ૪ થો.

### સ્થળ—કડલી પાસેનું અરણ્ય.

**પાત્ર**—હડમત, કડલીનો એક કુંભાર.

**હડમત**—ચાલી ચાલી ચાલીને તો ઘણેજ દુર આવ્યો. ગધેડાં પણ હવે થાકી ગયાં લાકડાં અને માટી પણ હારી એકઠી કરી ટાઢને લીધે મારૂં દીલ પણ થરથરેછે સાલને આ પેલો વડ કળાય તે નીચે જરા વિહામો તો લઊં.

( વડ તરફ જાયછે તેવામાં એક બે દિવસની જનમેલી છોકરી એક દુસાલામાં લપેટાઈ પડી છે સૂર્યનારાયણનાં તેજસ્વી

કીર્ણો જરીના દુસાલા ઉપર પડવાથી ચકચકાટ થઈ રહ્યો છે તેની નજીક જઈ નીહાળતો.)

આહાહાહા; પરમેહરની કેવી મેર સેને આવું કમળું બસું વગડામાં કુણ લાયું હસે (આસપાસ જુવેછે તો કોઈ આદમી નજરે નથી પડતું) અરે આટલામાં કોઈ મનખ પણ નથી પણ હવે એ વિશાર તો સોડી દઉં માહારી ઉમર એંહીંક વરહની થઈ તો પણ મારે કાંઈ સોકરૂં બોકરૂં થયું નહીં સાલને એને પણ લઈ જાઉં અને માહારી ઘેર વાળીને આપું કે તે રાજી થાય અને આપણે ઘડપણમાં હ્રખ થાય એને દીચરી કરીને રાખશું.

(એમ કહી ઘણીજ જાળવણથી લઈ જાયછે.)

---

# પ્રવેશ ૫ મો.

**સ્થળ—હુડમતનું ઘર.**

**પાત્ર**—હુડમત અને તેની સ્ત્રી.

**હુડમત**—ઘેરવાળી ! એ ઘેરવાળી ! ઉઠઉઠ, સાંભળ મારી વાત, જંગલમાંથી આ કમળું બાળક મને જડયું છે આપણે આ જસુધી કાંઈ સોકરૂં બોકરૂં થયું નથી આ ગગીને દીચરી કરી રાખશું અને ઉઝેરી મોટી કરહું.

(એકદમ ખુશીમાં આવી જઈ)

**ત્રીભંગી છંદની ચાલ.**

સાંભળોહેડે નહીં તુ અલી વાત ખુહીની લાવો સઉ.

વાંઝીયાનું મેણું ટળહે સુખ સહુ મળહે આજ બહુ.
લાપસી રાંધજે સગાં ખવડાવજે ઘી પીરહજે—બહુ બહુ.
હડમત ભાઈ તોખાટલે બેસસે હું ગો ગડગડશે બહુ બહુ.

સ્ત્રી—તમે જે વાત કહી તે મને બહુજ ગમી ( છોકરીને ખોળામાં લઇને ) આહાહા ! કેવી રૂપાળી સે ને ! હું તો- બોને તમ લાવવાને પણ મુંઝાતી હવે તો દીચરીના બાપ કેહેવા થાહે.
(ખુશી થાયછે)

**હડમત**—હમજીને ? એ સઘળું તો ઠીક પણ તું જાણેસે કે ના એ કોઈ લારા ઘરની સોકરી હશે વળી આપણે વાંઝીયા સઈએ ને કોઇ આને રડતુ હાંભળહે કે ના તો ફજેતી થહે માટે ચાલ ઝટકર કોઈ બીજે ગામ જઈ રહીયે. આ કડલીમાં રહેવાથી હવે ફાયદો નથી.

**સ્ત્રી**—એ તો ખરૂં કહ્યું પણ હું તો આ મારી દીચરીનું રૂપ જોઈ ઘેલી થઈ ગઈ સઊં. અરરર! જોને રડેસે તે એને હાલરડું ગાઊં ( છોકરીને બકી ભરતી જાયછે. )

## કલ્યાણની ગજલ.

( પૂર્ણ થયો છે ખેલ સજ્જનો પૂર્ણ થયો છે ખેલ—એ ઢબ )

હાલરડું વાલું પ્યારીરે મારી હાલરડું વાલું.
રો રો નહીં તું કરજે પ્યારી હીંચોળું તનડું. ૧
શાન્ત થઈ તું સુઈજાજે ખુશી દીલ માહારૂં. ૨
કજીયા કરીશ તો બાઉ આવશે કરડે મ્હો તારૂં. ૩

**હડમત**—હવે એ લેપ હમણાં સોડી દેને જો મળહકું થયું ને પ્રાગડ વાહ્યું તો ભુંડા હાલ થાહે. ચાલ હવે કચ્છ

દેહમાં જઈ રેહું.

**સ્ત્રી**—હું ક્યાં ના પાડું સઉં જે લેવું હોય તે લઈ આગળ થાઓ.

**હડમત**—મેં તો બધો સામન ગધેડાં ઉપર નાંખી ગધેડાં પણ સોડયાંસે લે હેંડ.

( કચ્છ તરફ જાયછે )

———o*o———

# પ્રવેશ ૬ ઠો.

## સ્થળ-ભુજ નગરમાં હડમતનું ઘર

**પાત્ર**—રાણીકદેવી પછીથી લાખો ફુલાણી, કચ્છનો રાજા.

( અહીંયાં રાણીકદેવીની ઉમર તેર વર્ષની થાયછે અને તેણે કોઇ વિદ્વાન પાસે તે વખ્તની સાધારણ કેળવણી મેળવેલી છે તે આ વખ્ત હડમતના ઘર નજીક નાના બગીચામાં ઉદાશ બેઠી છે )

**રાણીકદેવી**—હે દીનબંધુ ! જગત કરતા હવે માહારૂં મન તદન વિહ્વળ થએલું છે. ( ઉદાશીમાં )

**(પોયુને તજાવનાર વેરી અલંકાર એ ઢબ)**

પ્રીત રીત કેરૂં પાન ક્યારે હું કરૂં,
પ્રીતરે વિનાનું ધીક જીવવું ખરૂં,
નથી કીધું પરસ્પર પ્રીતિનું રે પાન,
તેરે જન જન નહીં પશુરે સમાન.

કોની સાથે કેવી પ્રીત મારેરે થશે,
અપ્રીતિ વાળાથી માહારૂં સુખ રે જશે,

શામ રસ મિષ્ટ રસમાંરે રસ એક,
ખાધારે થકી રે વધે આનંદ વિશેક.
પ્રીત રીત મારે નવ રસ તો વશે,
કહો ત્યારે તેથી કેવો આનંદ થશે,
મુજરે નશીબમાં શું માંડ્યું રે હશે,
મીલાપ મારોરે કેવા જનથી થશે.
પ્રીત રીતમાંરે ભય ભીત હું ભમું,
અપ્રીતીવાળાથી પરણી પૃથ્વીમાં સમું.

અરે નિરંજન નિરાકાર અદ્વૈત પ્રભુ! તાહારી ગહન ગતિ છે અરે! હું કોની દીકરી? અને ક્યાં આવી! માહારાં ખરાં માતપિતા કોણ જાણે શું સ્થિતિ ભોગવતાં હશે? અરેરે! જોતાં જોતાંમાં માહારી ઉમર તેર વરષની થઈ ચુકી. કામાગ્નિથી દેહમાં પ્રજ્વલિત થએલો દાહ ઓલવવાને તે કોને નિરમાણ કર્યો છે? અરે મને આ કુંભાર કોણ જાણે ક્યાં નાંખશે. મને રાત્ર દિવસ ક્યાંઈ પણ સુખ થતું નથી. માહારૂં જોબન ઉનાળાની રૂતુમાં સાયંકાળ વખ્તે ખીલેલી મોગરાની કળીની હરીફાઈ કરેછે. અરે દૈવ દૈવ! આ કરતાં મરવું હજાર દરજ્જે ઉચિત છે. અરે પ્રીતમ વિનાની પત્ની તે પત્ની નહીં પણ પશુ સમાન સમજવી. હાય! જે પ્રીત રીતમાં ભયભીત નથી થયું તેને ધીઃકાર છે.

(એટલામાં લાખો ફુલાણી કચ્છનો માહારાજા અચાનક પ્રવેશ કરી ગુપ્ત રહી પોતે આશક થાયછે.)

**લાખોફુલાણી**—આહા!! કેવી સુંદર સ્ત્રી છે!!!

(એક તરફ રહીને)

(વરસેં હાં કોન ખુદાકે લીયે લાયા મુજકુ—એ રાહ.

કેવી સુંદર દીસેછે બેઠી પ્રીયા આજ અહીં,
લાગ્યું મન એહથી છુટે તે કદી નાહીં;
હા' મારી આંખ્ય તેણે ચીત મારૂં ચોરી લીધું,
ઘણી ખુશાથી મુને નેત્રનુંજ પાન દીધું.

ખરેખર આ સ્ત્રી સાથે જ્યાં સુધી સમંધ નથી કર્યો તેને ધીઃકાર છે.

## વેરાડી જોગીયો.

વરવાની મુને હામ છે, આ સુંદર પ્રીયાની સાથ;
તેથી આનંદ તો થશે, પાણી ગ્રહું હું હાથ. ૧
ચંદ્રમુખી કામ કદળી, હમેશ રહેવા પાસ;
પ્રભુને હું વિનતી કરૂં, તું પુરજે માહારી આશ. ૨
જઈ કહું એના તાતને, જલદી કરે લગન;
લગનમાં જો વિઘન તો, કરૂં હું નીકંદન. ૩

આ પૃથ્વી પટની અંદર ખરેખર આ સ્ત્રી વગર જીવવું તે ખરેખર નિરર્થક છે.

## બનજારા.

નથી કરી આ નારી મારી, થઈ જીંદગી મારી અકારી;
પ્રીત જગતમાં જેરે કે'વાય, તે તો આ નારીથી થાયે;
તો ખરેખરી દીલદારી, નથી કરી આ નારી મારી. ૧
આ પૃથ્વી ઉપર પરખો, નારી રત્નજ નયને નીરખો;
નહીં ચીજ બીજી સુખકારી, નથી કરી આ નારી મારી.
હોય ગુસ્સામાં ભરપુર, ભલે નીશામાં ચકચુર;

સઘળું જાય દીઠાથી પ્યારી, નથી કરી આ નારી મારી. ૩
પ્રીત રીતમાં મરવું આજે, તે તો આ નારીને કાજે;
ખોઊં જીંદગી માહારી સારી, નથી કરી આ નારી મારી. ૪

અરે મેં એક વખત એક વિદ્વાનના મ્હોથી એક શ્લોક સાંભળ્યો છે તેનો પણ અર્થ એવો છે કે,-

## સોરઠની ગજલ.

( મદ મત્ત લોચન ડોલતો અલી જાણ્ય કામ ઈ આવતો—એ ઢબ.)
નથી પદમણી જેના ઘર વિશે, ધિ:કાર છે તે જનને ;
ફરે નહી તે સુખમાં, પ્રિયા બાળેછે તનને. ૧
વિના વિદવાન સભાજ જાણો, રજની વીના ચંદ્રની;
પુરૂષાર્થ વિના પુરૂષ જે છે, સેજ વિના કામની. ૨

અને એટલાજ ખાતર આ મહાન કાર્ય સિદ્ધ થવા ખાતર હું ઇશ્વર સ્તુતિ કરી લઊં.

## ઠુમરી.

(કુદરતના કરનાર ખલકના સ્વામી—એ ઢબ.)
જોડી હાથ નામીને સીષ જગતના ધીશ,
કરજે કરૂણા તૂં દેવ ખલકના ઈશ;
થઈ ઇચ્છા માહારી આજ નારીને કાજ,
કરી કૃપા પ્રભૂ તું રાખે મારી લાજ. ૧
દઈ સુખ હમેશાં સાર દુ:ખ હરીશ,
ધારે જન કદી જે મન થવાનું થાયે,
તુજ કૃપા વિના હે નાથ સર્વ સુખ જાયે;
માટે તું કરજે સાહ્ય પાય પડીશ. ૨

વળી તેની સાથે માહારી કુળદેવી આશાપુરીનું પણ સ્તવન કરી લઊં.

**કલ્યાણની ગજલ.**

(પૂર્ણ થયોછે ખેલ સજ્જનો પૂર્ણ થયોછે ખેલ—એ ઢબ.)

જગત જનુની માતા આશાપુરી, જગત જનુની માતા.
મન તણી તું આશા પુરજે, વરવાને આ કાન્તા. ૧
લાખો ફુલાણી વીનતી કરેછે, કરજે સુખ શાન્તા. ૨

ચાલ હવે હું આ સુંદરીના બાપ પાસે જઈ તેની માગણી કરૂં અને મને ખાત્રીજ છે કે, તે કબુલ રાખશેજ કારણ તે માહારી રૈયત છે માટે હું તેને શામ, દામ, દંડ અને ભેદથી સમજાવી માહારૂં કાર્ય પરિપૂર્ણ કરીશ.

---

# પ્રવેશ ૭ મો.

**સ્થળ—હડમતનું ઘર.**

**પાત્ર**—હડમત, તેની સ્ત્રી અને લાખોફુલાણી.

**હડમત**—ઘેર વાળી આજે એકદમ દરબાર સાહેબ એકલા આપણે ત્યાં આવેછે તેનું શું કારણ હશે?

**સ્ત્રી**—કેમ ખબર પડે (લાખોફુલાણી આવેછે તેને)

**હડમત**—દરબાર સાયબ! પધારો. આજતો તમે આપનાં ઘર પાવન કર્યાં માહેરે પોતાને તમારે ઘેર પધારવું જોઈએ તેને બદલે તમે આવ્યા.

**લાખોફુલાણી**—હા! હડમત તારૂં આજે મારે એક

કામ છે અને મને ખાત્રી છે કે, તે તું પાર પાડીશજ. અરે! મારા જેવો આ કચ્છ દેશનો મહીપતિ તે પૃથ્વીની અંદર બીજો કયો જોયો છે! અને જ્યારે તે તારો જમાત્ર થવા ઈચ્છા રાખે ત્યારે બેશક તારા ભાગ્યનો સૂર્યોદય થઈ ચુક્યો એમ સમઝ. ખચીત તારે યાદ રાખવાનું છે કે, જો તું આ કામમાં વિઘ્ન લાવશે તો તારૂં અને તારી સ્ત્રીનું ઘાણીમાં ઘલાવી તેલ કઢાવીશ. (હડમત નીચે જોઈ એક પણ શબ્દ બોલ્યા વગર બેશી રહેછે.) અરે નહીં નહીં મને ખાત્રીજ છે કે, તૂં એમ નહીજ કરે અને ખચીત તેથીજ તું આ કચ્છદેશનો પ્રધાન થઈશ. જો હાલ તો હું જાઊં છઊં અને તું આ બાબતનો ઊંડો વિચાર કરજે કાલે પાછી હું તારી મુલાકાત લઈશ (એમ કહી જાયછે.)

**હડમત**—(તેની સ્ત્રીને) હાંભળ્યું કે! સિંધ સોડી આંહી આવ્યા તો આહીં પણ આ પાપ નડયું આપણે રાણકને આવડી મ્હોટી પાળી પોષીને કરી તે ફક્ત આપણી નાતમાં આપણો સબંધ જોડવા માટે તે આ રાજાને કેમ દેવાય? નાત આપણે ગધેડે ચડાવે કે, નહી! માટે માહારો વિચાર છે કે, જેમ સિંધ છોડયું તેમ આ કચ્છ છોડી સોરઠમાં જઈ રહીએ, તે પણ નજીક છે.

**સ્ત્રી**—જેમ તમારી મરજી.

(આંહીથી સૌ ચાલી સૌરાષ્ટ્રમાં જીર્ણદુર્ગ નજીકના મજેવડી ગામમાં આવી રહેછે.)



# પ્રવેશ ૮ મો.

## સ્થળ—મજેવડીમાં ચોરો.

**પાત્ર**—હડમત, જીવો પટેલ, રામદાસ બાવો, અને ગિરધરદાસ સિદ્ધરાજનો દસોંદી ભાટ.

(સિદ્ધરાજે પોતાના દસોંદીભાટને પોતા યોગ્ય કોઈ અનુપમ કન્યારૂપી રત્ન ખોળવા મોકલ્યો છે તેના સાંભળવામાં રાણીકદેવીની તારીફ આવતાં તે આંહીમજેવડી આવેલ છે.)

**ગીરધર**—બાવાજી! રામ રામ છે.

**રામદાસ**—જે નરસિંહ.

**ગીરધર**—(જીવો પટેલ બેઠા બેઠા ભીંડીની પરાણ મુકે છે તેને) પટેલ! રામ રામ.

**જીવો**—રામ બા રામ! આજ તો આણીગમ આવવું થયું.

**ગીરધર**—હા ભાઈ! તમારા જેવું કાંઈ કામ છે અને તે એજ કે, તમારા ગામમાં જે હડમત કુંભાર છે તેની છોકરીના લગ્ન ગુજરાતના મહીપતિ માહારાજા સિદ્ધરાજ સાથ કરવાનાં છે. આ કામમાં તમારે તેમજ બાવાજીએ પુરતી મદદ દેવી જોશે કારણ તે વગર બને તેમ નથી, અને આ કાર્ય સફળ થયું તો તમારાં દાળીદર ચુર થઈ જશે; નહી તો પાયમાલ થશો કેમ ખરૂં કે?

**જીવો**—બહુ હારૂ બા! બહુ હારૂ, એમાં શુ? અમે ક્યાં માહારાજથી બાઉ સઈએ (એમ કહી હડમતને તેડી આવેછે.)

**હુડમતઃ**—રામ રામ બા રામ રામ.

**ગીરધર**—આવો હડમત ભાઈ આવો ! ભલા મેં સાંભળ્યું છે કે, તમારી દીકરી તેર ચૌદેક વરષની થઈ તોપણ તેની સગાઈ કરી નથી તેની કાંઈ ગોઠવણ કરી કે નહીં.

**હુડમત**—હા માહારાજ ! મારો પણ વિસાર ઘણા દીવસ થયા થયા કરેસે. અને નાતરૂં પણ ગોતું સઉ પણ ઘર વર બરાબર મન ગમતું મળતું નથી. અમારી નાતનાં માભાદાર ખોરડાં જુનાગઢ, વંથળી વગેરેમાં સે અને સંદેશો પણ કહાવ્યો સે તો કોઈ સારો વર અમારો ધંધો સારો જાણતો હશે એટલે નળીયાં સે, ચપણીયાં સે, હાંડલા સે, ગોળા સે, એવું એવું હારૂં જાણતો હશે ને આ, એને પરણાવી દઈશ.

**જીવો**—અરે મુરખ! એમાં તે તારૂં શું વળ્યું? આ ગીરધરભાઈને કેને તે ક્યાંક લાકડે માંકડી વળગાડી દેશે.

**રામદાસ**—અયે ગુરાનકી લંડી તેરે નાત જાતકા ક્યા કામ હે. તેરી એસી અપ્સરા જૈસી બેટીકું કોઈ ઈંદ્ર જૈસા આદમીસે લગાદે ફીર રામજીકે આસરે મૌજ ઉડાઈંગે.

**હુડમત**—ના બાવાજી ! અમારે એ ના જોઇએ મેં તો કચ્છમેં લાખા ફુલાણીને પણ ના પાડી હે. મેંતો કોઈ ગરીબ કુંભાર સાથે પરણાવીગા

**ગિરધર**—અરે મૂર્ખ! તું જે હું કઉં છઉં તે ધ્યાન દઇ સાંભળ, બે અક્કલ! ભૂત જેવી તારી નાત તેમાં તારી અપ્સરા સરખી દીકરી નાંખી શું તેનો તું નીસાસો લેવા માગેછે? શું તે માટી ખોદવા યોગ્ય છે? શું તે તડકો ટાઢ

વેડવા અને મજુરી કરવા યોગ્યછે? અરે કદી કદીજ નહી. તું તેને કાચનો કડકો સમજી થોડી કીંમતે વેચી નાંખવા ધારેછે પણ અરે કમ અક્કલ! તું જરા વિચાર કર કે તું એ રત્નને સારી યોજનાથી વેચીશ તો નીહાલ થઇશ. અરે એવા મજુરી વગેરેના અથાગ બોજમાં નાંખી શું તું એ કુમળા ફુલને કુમળાવી નાંખવા ચાહેછે? જરા વિચાર કરય વિચાર કરય. ઓ ગધેડાના ચારનાર! એ નાજુકવેલી ઉલટી લચકાઈ વધારે ભારથી તુટી જશે. તું જરા ખ્યાલ કરય! આખા ગામમાં તો શું બલકે આખી પૃથ્વીમાં તેના જેવું રંગમાં કે શરીરના ઘાટમાં, મુખની સુવાસમાં કે ગળાના રાગમાં, વાણુની મીઠાશમાં કે આંખના તેજમાં, લલાટના ચળકાટમાં કે ચ્હેરાની કાન્તિમાં બીજું કયું પદમણી રૂપી રત્ન જોયું છે? યા સાંભળ્યું છે? ખરેખર એ દૈવીસ્વરૂપ છે; તેને તેનીજ યોગ્ય ઈંદ્રસમાન પતિ ખોળી આપ્ય. વળી તું ખાત્રીથી માનજે કે તેના યોગ્ય સિધ્ધરાજ જયસિંહ સિવાય કોઈ દુનીયામાં નથી માટે તેની સાથે લગ્ન કરવ્ય નહીતર નક્કી સમજજે કે તું ઘણો હેરાન થઇશ. હું પણ તેજ માહારાજા બહાદુરનો દસોંદી છઊં અને તેના મોકલવાથીજ તાહારી પાસે આવ્યો છઊં. તું કદી એમ ધારશે કે જેમ કચ્છ દેશમાંથી નાશી આવ્યો તેમ અહીંઆંથી નાશી જશે પણ એમાં તું મ્હોટી ભુલ કરેછે. તું કદી પાતાળમાં પેશીશ તો ત્યાંથી, આકાશમાં જઈશ તો ત્યાંથી, મતલબ ટુંકામાં જ્યાં જ્યાં વાયુનું સચરવું છે ત્યાંથી તુંને

માહારાજા બાહાદુરના ગુપ્ત દૂતો પકડી હાર કરશે; માટે ભલો થઈ માન્ય અને અમને ગળ ખવરાવ્ય કે જેથી માહારાજા બહાદુરના સસરાનું મ્હોટું માન દઈ બોલાવીએ.

**હુડમત**--( હસ્તે ચેહેરે ) બહુ હારૂ જેમ તમારી મરજી લ્યો બા ત્યારે ખાવ ગળ.

**ગીરધર**—વાહ વાહ ધન્ય છે ! હડમતભાઇ ! ધન્ય છે હવે અમે રજા લઈશું અને થોડા દીવસમાં માહારાજા સહિત આવશું. ( સર્વ જાયછે. )

---

# પ્રવેશ ૯ મો.

**સ્થળ—જીર્ણદુર્ગમાં મહારાજા રાખેંગારની કીચારી.**

**પાત્ર**---રાખેંગાર, પ્રધાન, સેનાપતી. ચોપદાર.

**ચોપદાર—**ઘણીખમાં, રાખેંગાર માહારાજ !

**પ્રધાન—**સરકાર ! વંદન કરૂં છઊં.

**રાહખેંગાર**—પ્રધાનજી આશીર્વાદ.

**સેનાપતિ—**માહારાજા ! નમન કરૂં છઊં.

**ખેંગાર—**સેનાપતિ ! કલ્યાણ માહારા વાહાલા પ્રધાન ! મને આ વખતે બોલવાને ઘણીજ ખુશી પેદા થાયછે કે, મને મારા પીતા રાય નવઘણે માહારા તમામ ભાઇઓ કરતાં વધારે લાયક ગણી તખ્તનશીન કર્યો છે. આ સૌરાષ્ટ પહાડી મુલકમાં દુષ્ટ પાહાડી લુટારાઓએ માહારી રૈયતને વખ્તોવખ્ત પીડી અતિશય દુઃખ આપ્યુંછે. પરંતુ હવે તે લોકોનું સત્યાનાશ કરવાને સત્વર ઉપાયો કામે લગાડવા જોઇએ.

**પ્રધાન**—પૃથ્વિપતિ! આપનું કહેવું યથાર્થ છે, માળવા ઉપર ફતેહ મેળવી જે લશકર આવ્યું છે. તેને પુરતું ઈનામ આપ નામદારના હુકમથી આપ્યું છે, તેજ લશકરને દુષ્ટ બળવાખોરોને પારપત કરવાને મોકલવાની અગત્ય છે એમ હું માહારો આધીન મત આપ નામદારને નિવેદન કરૂછઊં.

**સેનાપતિ**—હા! શું હજી તે દુષ્ટ બળવાખોરો આ પૃથ્વી પટની અંદર જીવતા છે? માહારાજાધિરાજ! આ એક નોકરી તો મનેજ સોંપવી જોઈએ અને એકદમ આજ્ઞા આપો કે, તેનો હું સત્વર નાશ કરૂં.

**ખેંગાર**—સબુર! માહારા શુરવીર સેનાપતિ! એટલી બધી ઉતાવળ કરવાની કાંઈ જરૂર નથી, કારણ તે લોકો હાલ ગીરનારના ઘાટા જંગલમાં ચોમાસાના સબબને લીધે ભરાઈ બેઠા છે તે જ્યારે પાછા સીયાળામાં બાહાર નીશરશે ત્યારે તેનો નાશ કરવો ઘણો સેહેલ થઈ પડશે કેમ પ્રધાનજી!

**પ્રધાન**—માહારાજાનું કહેવું યથાર્થ છે.

(રાહખેંગાર ચોપદાર સામી નજર કરેછે.)

**ચોપદાર**—કીચારી બરખાસ્ત મેહેરબાન સલામ.

---

## પ્રવેશ ૧૦ મો.

### સ્થળ—એક અરણ્ય.

**પાત્ર**—સિધ્ધરાજ, અશ્વપાળ અને પછી ગીરધરભાટ.

**સિધરાજ**—પ્યારા અશ્વપાળ! આજે આપણને આ

હરણી આટલે બધે દૂર ઢસરડી લાવી છે પણ અંતે આપણે તેને મારવામાં ફતેહ પામ્યા છઈએ.

**અશ્વપાળ**—માહારાજા! આપનું કહેવું યથાર્થ છે પરંતુ હવે આ બન્ને અશ્વો ઘણાજ થાકવાથી હાંફેછે તેને આ વૃક્ષ નીચે બાંધી જરા આરામ લઈએ ( ઝાડ નીચે બેસેછે. )

**ગીરધર**—( પ્રવેશ કરીને )માહારાજાધિરાજ ! પૃથ્વિપાળ ! અન્નદાતા! પ્રાણરક્ષક! કૃપાનિધિ! સદરાજયસિંહ! બાહાદુરનું રાજ્ય અમર તપો.

**સિદ્ધરાજ**—આવો આવોગીરધરભાઈ! શું કરી આવ્યા.

**ગીરધર**—વળી એમાં તે કાંઇ પુછવું હોય; સાંભળો અન્નદાતા! (પીંગળ વિરૂદ્ધ જુની શેલી પ્રમાણે કવિત બોલેછે)

**મનહરછંદની ચાલ.**

ધારી ધારી દીઠી નારી, નથી કહેવા શકતી મારી.
શીષ પર શેષ નાગ, વેણીને લટકે લાગ.
જોઇ જોઇ જાગ સાજ, ભમર તો ભાગેછે.
કેસરી કટાક્ષ વાળી, રમતી તી એક બાળી.
ભમરો રસાળ કાળી, આંખ્ય અણીઆળી છે.
ગાલ છે ગુલાબી લાલ, હોઠ છે પરવાળા લાલ.
શ્વેત દંત જીભ લાલ, મુખ ચંદ્ર વાળી છે.
કંચન લતાની માંહે, શૃંગો દીસેછે ત્યાંહે.
જોઇ જોઇ દીલ માંહે, મૂર્છીત થાએછે.
કેશરીની ચાલ એની, કેશરીની કેડ એની

હીરણુની આંખ એની, હીરણાક્ષી બાળી છે.
જોઇ મેં નીહાળી નારી, નથી જોડ તેની ભાળી.
એક આપ સારૂ ખાળી, લગ્ન એનાં લાવ્યો છઊં.

**સિદ્ધરાજ**—વાહ વાહ ! પરંતુ જેનાં તમે આટલાં બધાં વખાણ કરોછો તે કોની દીકરી ! ક્યાં રહેછે ? અને કવી નાતે છે ? તે તો કહો ?

**ગીરધર**—(માથું હલાવી) માહારાજા ! જુનાગઢ નજીક એક મજેવડી ગામ છે તેમાં એક હડમતીયો કરી કુંભાર છે તેને ત્યાં તે છોકરી ઉછરેછે.

**સિદ્ધરાજ**—હા ! શું એક ગામડાનો રેહેનાર, ગધેડાનો ચારનાર, તેને ઘેર સિદ્ધરાજ બાહાદુરનાં માગાં ? માટીનાં ચપણ કરતાં શીખેલ છોકરી શું રાણી પણું કરવાને યોગ્ય ! અરે નહીં નહીં, અરે હજાર વાર નહીં. જો તમ ભાટમાં અક્કલ હોય તો ભીખ શા માટે માગો.

**ગીરધર**—પૃથ્વીનાથ ! ક્ષમા કરો. મેં જે કર્યું છે તે વિચારીનેજ કર્યુંછે એમાં બીલકુલ ભુલ નથી ખાધી એમ નક્કી સમજો. તે કદી કુંભારને ઘેર ઉછરેછે તેથી તે કુંભારનીજ છોકરી છે એમ કેમ મનાય ? મેં સઘળી બાબતનો તપાસ કર્યોછે. તે કડલીનગરના પારરાજાની છોકરી છે શ્રીકૃષ્ણ જાંબુવંતીને, અનિરૂધ બાણુસુર રાક્ષસની પુત્રીને, બાહાદુર ભીમ હડીંબાને અને એવા એવા હજારો દાખલાઓ શાસ્ત્રમાંથી મળી આવશે કે નીચા કુળમાંથી પુત્રી લેવાને કંઇજ હરકત નથી. માહારાજા રત્ન તો કાદવમાંજ પેદા થાયછે.

**સિદ્ધરાજ**—એમ છે ! ત્યારે તો ઘણુંજ સારૂં, ચાલો ત્યારે આપણે ઘર તરફ જઇએ અને લગ્નની તમામ સામગ્રી તૈયાર કરાવીએ. (સૌ જાયછે.)

---

# પ્રવેશ ૧૧ મો.

## સ્થળ—મજેવડી અને જુનાગઢ વચ્ચેનો ભવ્ય ભાગ.

**પાત્ર**—રાહખેંગાર અને રાણીકદેવી.

**રાણીકદેવી**—(આજ સ્યામ મોહીનીકો બાંસુરી બજાઈ સ્યામ—એ ઢબ.)

બાગ આજ સારી છે નીહાળતાં જરે જરી,
ચડી છે વેલ તો ખરી, પ્રાતમથી હસી હસી. ૧
ગુલાબ પાસ મોગરો, ગુલાલ લાલ ગુંછડી,
કેતકીને માલતીજ, બાજે પ્રીત રીતથી. ૨
લપટાઈ છે ચમેલી આજ, પ્રાતમથીજ પ્રીતથી,
મન મા'રૂં તે થકી, બળેછે વિરહ રીતથી. ૩
અગથીયા ને વેલ તો, પ્યારથી ગળે પડી,
પ્રીતમ મૂજને ક્યાં મળે, રહુંજ એવી રીતથી. ૪

હા ! પ્રભુ ! કેહેવતછે કે 'જેવો વિચાર તેવોજ ઉચ્ચાર' મ્હારા મનમાં રાત્ર દીન પ્રીતિનો અંકુર સ્ફુરાયમાન થતો જાયછે અને તેનેજ લીધે આ વૃક્ષોને પણ હું કામ અને રતીની માફક નીહાળું છઊં, આહાહા !

## દીંડી.

આ વન વિશે સર્વને છે સુખ, કદી પક્ષી નહીં પામતાં હોય દુઃખ.
ધન્ય ધન્ય એની જનેતાની કુખ. આ વન૦
સજોડ મળી સર્વ પ્રીત ચાખે, મધુર વચન થકી પ્યાર વૃદ્ધી દાખે.
સહુ સાથ વસી માયા બહુ રાખે. આ વન૦
સહુ દંપતીની પ્રીત બહુ ભારે, મળી પત્નીથીજ વૃક્ષ ઉભાં હારે.
એવો વખ્ત બતાવે પ્રભૂ ક્યારે. આ વન૦

આહાહા ! હે દીનબંધુ!!! શું હું આ નાના વૃક્ષો કરતાં પણ હીણભાગ્ય !! શું આ લતાઓ માહારી મશ્કરી કરેછે? કરો બહેનો! કરો. તમારો પણ વખ્ત છે. પણ ના ના તેઓ નીચાં નમી માહારા દુઃખમાં ભાગ લેછે. અરે પણ આ સુર ક્યાંથી આવેછે. (ઝાડને ઓથેં રહી સાંભળે છે.)

**રાહખેંગાર**—(એક ઝાહાડની વાંસે સંતઈ રહી સમસ્યામાં ગાયછે).

**(ખુસ રહો સનમ જા મેરાબી દાતા. બેલી–એ ઢબ.)**

કોયલસુર દિલને લાગે આનંદકારી,
જેમ પ્રિય ! પુકારે કાન્ત બની મતવારી.
એ રતી રંભા કે ઉરવસીં આવી આંહીં,
કે મુજ દીલ કરવા શાન્ત અપ્સરા આવી.
ઓ કોમળ કમળ તું વાસ પસારે તારી,
આ ભમર ભમેછે તુજપર વારી વારી.

**રાણીકદેવી**—આહા ! શું સુંદર સમસ્યા મને કેવી રીતે

સમજાવેછે? પણ એકદમ નામ લેવું એ કરતાં હું પણ તેને સમસ્યામાંજ સમજાવું એ ઉચિત છે.

( ઉપરનીજ ઢબ. )

એ ભમર ભમેછે શાને મધુવન છોડી,
આ પુષ્પ ખીલ્યાં છે આવ જલ્દી તું દોડી.
નવરંગિત પુષ્પે બેશ ફરીને ઉડી,
ચમેલી ચિતમાં ચાહે ફરે મન ઘેલી.
તુજ રૂપ ગુણને નામ જણાવે પ્યારા,
રે દઈ દર્શનનો લાભ મેળવ મન મારા.

**રાહખેંગાર**—આહા ! મનને આનંદમાં લીન કરી નાંખનાર કેવા શબ્દો ! શું ખુબીદાર જવાબ ! ! ચાલ ચાલ જાઊં. નહીં નહીં એમ સાહસ કરવામાં માલ નહીં. હવે હું ખુલ્લી રીતે માહારૂં નામ ઠામ જણાવું.

**બિહાગની ગજલ.**

માનુંની તું માન મારૂં વચન આ નીરધાર,
સૌરાષ્ટ્રનો પતિજ હું નામ રાહખેંગાર. ૧
ભાન ભુલી ભામની કેમ વનમાં ફરે,
ઉદાશ દીલ તારૂં કો પૃથ્વીમાં ફરે. ૨
છે આશ શી તુજ દીલ વિશે જણાવને મુને
કેમ આંહીં એકલી કેમ દેહને દમે. ૩

( સૌરાષ્ટ્રના મહીપતિનું અચાનક નામ સાંભળતાં રાણીકદેવી મૂર્છીત થઈ પડે છે, ગુપ્ત રહેલ રાહખેંગાર બાહાર આવી તેને જાગૃત કરી સંતાઈ જાયછે, બેભાન

હાલતમાં રાણકદેવી શોચ કરેછે. )

**રાણકદેવી**––અરેરે ! માહારા શરીરને અચાનક શું થયું? અરે હું જાગૃત છઊં કે સ્વપ્નાવસ્થા ભોગવું છઊં ? શું આ મારૂં ઘર છે કે કોઈ બાગ છે? અરે પ્રભુ મ્હારી આ શી ગતી ! અરેરે ! જે જે હું સાંભળું છઊં તે ખરૂં છે કે ખાલી ભણકાર ? મદનયુકત મનને ભમાવેછે? હે દીનબંધુ !

( નીસ્વાસ નાંખેછે. )

## * સોરઠની ગજલ.

(મદમત્ત લોચન ડોલતો અલિ જાણ્ય કાંમ ઈ આવતો—એ ઢબ)

કેમ ભાન ભુલી હું દેહનું મુજ શુદ્ધ બુદ્ધ સર્વે કયાં ગઈ.
જોઊછું સ્વપ્ન કે સાચું હું રે નિસ્તેજ મુખે કેમ થઈ.
ગાજેછે મેઘ જોરથી, કે કામ બોલે કોપથી.
મુજ મન ભેદી જાય છે પ્રિતમ તણાજ વિયોગથી.
ઓ નાથ આવી મળો તમે દીલ શાન્ત કરવા મુજકને.
દર્શનની આતુર હું હવે દાસી સંભારે આપને.

(એટલામાં રાહખેંગાર આવેછે તેને પ્રેમાલિંગન કરીને )

## ઉપરનીજ ઢબ.

જગમાં દીઠા જન તો ઘણા, પણ તમસમો એકે નથી.
મનમાં સદા સમજુ બધું પણ આ સમે લાચાર થઈ.

---

* આ ચિન્હ વાળી કવિતાનો ઘણો ખરો; ભાગ મહુવા નિવાસી રા. લલ્લુ કાળીદાસ ઓઝાના અપૂર્ણ રહેલ રાણકદેવી નાટકમાંથી લીધેલો છે. કર્તા.

દુનીયાં વિશે દીલદાર જો જો મોંઘી વસ્તુ પ્રેમછે.
તમ કાયથી તે ખરીદવો મુજ મનમાં દૃઢ એમ છે. ૨
મમ સુખ માટે દુઃખ તમને આપુ કેમ અધીપતી.
કોડી તણા કારણ વિશે નવ રત્ન ડુલો મહીપતી. ૩

પ્રાણ પતિ! (મનમાં) અરે આ હું શું બોલું છઊં? કેવું સાહસકર્મ? (ચાસન) મહારાજા! આપની યોગ્ય મેં કોઈ પણ પુરૂષ આ પૃથ્વીમાં જોયો નથી. આપનો પ્રીતી રૂપી તંતુ કામનીયોના કોમળ રદય બાંધવાને માટે પુરતો છે, પરંતુ આપનો અમુલ્ય દેહ આ કિંકરીની જોખમી દેહ માટે ગુમાવવો યોગ્ય નથીજ.

**રાહખેંગાર**—પણ કુમારિકા!

**ઉપરનીજ છંદ.**

પ્રેમી જીવે જો પ્રેમી બળતાં, પ્રેમને તો ધીઃક છે;
તેથી જગતમાં પાણી પયની, પ્રીતડી તો ઠીક છે.
જો જાય મ્હારૂ રાજ આજ, તમામ તો હું નવ ડરૂ;
ગીરનાર કરવા બ્હાર છે, તૈયાર તવમાં કેમ હરૂ. ૨
રાક્ષસ મનુષ્ય કે દેવ છે, કે ભૂત છે ભૂમી વીશે.
ખેંગાર ચડશે રણ વિશે, કોણ જગ્તમાં જીતી જશે. ૩

એવો કયો પુરૂષ આ પૃથ્વીની અંદર જન્મેલો છે કે આ બાહાદુર રાહખેંગારને ડરાવે? કુમારિકા! તું નિર્ભય રહે.

**રાણીકહૈવી**—મહારાજા! કોઈ નહીં પણ ગુજરાતનો મહિપતિ સિધ્ધરાજ જયસિંહ.

(એટલામાં એક ભયંકર અવાજ થાયછે કે તુરતજ રા-

હખેંગાર સ્વાર થઈ સટકી જાયછે રાણીકદેવી શોચ કરેછે.)

**સીયાનો કનરો.**

પ્રીતમ મ્હારા નાશી ગયા શું, પ્રીત કરી કાં મુજને છોડી;
રેહેમ ન આવી દાસી ઉપર, બ્હારની સાથ ગયા તે દોડી.
વાત પરસ્પર પ્રીતની જામી, મુકી ગયા કેમ પ્યારા સ્વામી.
કહેતી હતી હું મ્હારા મનની, આગ ઓલવવા કાજ હું તનની.
કુડે નસીબે કુડું થાયે, પ્રાણ રતન કાં નાસી જાયે.
પ્રીત રહિત સિદ્ધરાજથી વરવું, નકી કર્યું મેં તેથી મરવું.

હે દયા સાગરા! હે દિનકર ! મેં તારી સમક્ષ માહારાજા રાહખેંગારને મ્હારા પ્રાણપતિ, પ્રાણરક્ષક કર્યા છે. હે જગત બંધુ! તું એ કાર્યમાં મને સાહ્યભુત રહેજે.

---

# પ્રવેશ ૧૨ મો.

**સ્થળ—જીર્ણદુર્ગમાં રાહખેંગારનું વિચાર ભુવન.**

**પાત્ર**—રાહખેંગાર, દેશળજી—રાહખેંગારનો ભાણેજ, પ્રધાન.

**દેશળજી**—મામા! આપણા આ ઈંદ્રિપુરીસમ ઓપતા નુતન દુર્ગમાં પદ્મણી રૂપી રત્ન જ્યાં સુધી નથી ત્યાં સુધી તે એક ખરેખર જીવરહિત લાગેછે હાલજ મારા જોવામાં એક રમ્યરમણી આવીછે કે જેનું સ્વરૂપ જોતાંજ આપને ખાત્રી થશે કે તે ખરેખર દૈવી સ્વરૂપ છે, વળી તે કાંઈ દુર નથી આપણા મઝેવડી ગામમાંજ રહેછે.

**રાહખેંગાર**—બરોબર દેશળજી ! મેં પણ તે સુંદરીને

જોઇછે જેથી તેના સ્વરૂપ વિશે વધુ વિવેચન કરવાની જરૂર નથી પણ અડચણ માત્ર એટલીજ છે કે એ કુંવરીનાં લગ્ન સિદ્ધરાજથી થવાનાં નક્કી થઈ ચુક્યાં છે. કેમ પ્રધાનજી! આપનો શું વિચાર છે?

**પ્રધાન**—ભાઈ દેશળજી! તું રૂપનાં આટલાં બધાં વખાણ કરેછે તે કદાચ ખરી વાત હશે પણ તે ઇંદ્રિવયણાના ફળને ખરીદવામાં કાંઈ માલ નથી, વળી સાપની ફણ ઉપર મણી, વાઘની મુંછના વાળ, સિંહને કુલે મધ, એ લેવા જતાં પરિણામે અશુભ છે. કદી એક વખ્ત ફતેહ પામ્યા તેથી વખ્તોવખ્ત ફતેહ પામશું એમ સમજવું નહીં. જબરૂં તે જબરૂંજ. માટે મહારો વિચાર નથી. કદી માહારાજાની મરજી હશે તો બીજી કન્યાની ક્યાં ખોટ છે?

**દેશળજી**—કાકા! એ તે એવડો ક્યાંથી મ્હોટો થઈ આવ્યો? શું એ ક્ષત્રી છે અને બીજા વાણીયા છે? શું એ સિંહ છે અને બીજા સાબર છે? શું એ રાજા છે અને અમે રાંક છઇએ? અલબત એને ચાહીને ન છેડત પણ આપણા રાજ્યમાંથી કન્યારૂપી રત્ન લઈ જાય એ આપણે થોડું શરમ ભરેલું છે? મામાએ તેનું નાક કાપ્યું છે, શેહેરનો દરવાજો તોડયો છે એ શું વેર નથી કર્યું? માટે બેશક તેને તો આંહીંજ લાવવી. આપ બુઢ્ઢા માણસ તેમાં શું સમજો "સાઠે બુદ્ધી નાઠે."

**રાહખેંગાર**—બરોબર ભાણેજ દેશળજી! હું પણ તારા મતનેજ મળતો છઊં. એ તો મ્હારો કટ્ટો દુશ્મન માહારા

પ્રિય પિતાનું અપમાન કરનાર દુષ્ટ છે. એ પણ જાણશે કે હજી ક્ષત્રીબચ્ચા દુનિયામાં છે એને રણ પડવું છે. માહારા વિજયી દેવતાઈ કીલ્લાની આખર સહાય છે. હા! ક્ષત્રી બચ્ચો જ્યાં સુધી યુદ્ધમાં નામ નહીં કાડે, હા! જ્યાં સુધી યુદ્ધમાં આયુષ્ય પુરૂં નહીં કરે, યુદ્ધમાં અમર નહીં થાય, ત્યારે જન્મીને શું કરશે? દુનિયામાં શું કામ પેદા થશે? માટે બસ પ્રિય ભાણેજ દેશળજી! તું આજે સર્વ સામગ્રી તૈયાર કરી જા અને તે કુંભારને સમજાવી તે કામળાંગીને તેડી લાવ.

**દેશળજી**—જેવી આજ્ઞા. (સૌ જાયછે.)

---

# પ્રવેશ ૧૩ મો.

## સ્થળ—મજેવડી ગામનો ચોરો.

**પાત્ર**—હડમત, જીવો, રામદાસ, દેશળજી, સીપાઈઓ.

**દેશળજી**—સીપાઈ! જલદી જાકે, પટેલકું બુલાવ.

**જીવો**—રામ રામ ધણી ખમાં અન્નદાતા.

**દેશળજી**—આવો પટેલ આવો. તમે અમારે માટે કાંઈ તરખડ કરશોમાં, અમે સૌ નાસ્તો કરી આવ્યા છઈયે, ફક્ત અમારે હડમતનું કામ છે તેને બોલાવો.

[ પટેલ જઈ હડમતને અને રામદાસને બોલાવેછે ]

**હડમત**—રામરામ દેહળ ભાઈ રામરામ.

**દેશળજી**—આવો હડમત ભાઈ! આજે તમારા સરખું એક કામ પડયું છે અને તે એજ કે, જ્યારથી મા-

હારા મામા રાહખેંગારે તમારી પુત્રીનાં વખાણ સાંભળ્યાં છે ત્યારથી તેને વરવાનો નિશ્ચય કર્યો છે અને તેથીજ અમને આ ખાંડું લઈ મોકલ્યાછે માટે ઘેર જઈ સર્વ તૈયારી કરો. અમે થોડા વખતમાં આ ખાંડું લઈ આવીયે છઈયે માટે હવે ઉઠો સત્વર કરો.

**હડમત**—નારે, દેહળજી ભાઈ! ના. રાઈના ભાવ તો રાતે ગયા, એતો સદરાજેસંઘની થઈ ચુકી, માટે આપના મામાને મારા પગેલાગણુ કે'જો અને કેજો કે એ વિસાર હવે સોડી દે.

**જીવો**—હા બાપજી! જો હગપણ ન થયું હોત તો તો કાંઈ હરકત ન હતી પહેલા તમે અને પછી બીજા, પણ આતો મગ ચોખા બળી ગયા એટલે શું કરીયે? લાચાર.

**રામદાસ**—હું બાળારાજા વહ બાતમે કુછ માલ નહીં હે. રામજી કે આશરે કહાં ગુજરાતકા મહિપતિ સદરાજેસંઘ, ઓર કહાં રાહખેંગાર? ઉસકી સાથ બૈર કરકે હડમતકું રહેનાં કહાં? રામજી કે આશરે જો હેં સો આપકે તાબેમેં હેં ઉસીસે સહસ્ત્ર ગણા જ્યાદે મુલુક, ઉસકે તાબેમે હેં હડમતકું તો ક્યા, લેકીન સારે મુલુકકું પાયમાલ કરે. ગિરનારકે પથરેકું જમીનદોસ્ત કર દેવે ઐસા મહાન રાજાકી ઓરતકું રામજીકે આશરે જો હે સો આપ લેનેકું મંગતે હો ઉસમે પરિણામ કછુ અચ્છા નહીં હે. રામજી કે આશરે જો હે સો કહાં તલાવ, ઓર કહાં સમુદ્ર? કહાં ચંદ્ર ઓર કહાં સૂર્ય? કહાં કુત્તા ઓર કહાં સીંહ? આપ

આપકા બચાવ નહી કરસકોગે તો રામજી કે આશરે જો હેસો દુસરે કે ક્યા કરોગે? માહારાજાસે બૈર કરને કા, મુલકકા સ્રાપ લેનેકા ઓર અપ્સરાકું દુઃખમેં ડાલનેકા રામજીકે આશરે જો હે સો નહીં બનેગા.

**હડમત**—નહીં, નહીં ને નહીં. હજારપણાયે ધોએલ ચોખી નહીં ના, ના ને ના.

**દેશળજી**—[ તરવાર ખેંચી ઘણાજ જુસ્સામાં ] બસ ભીખારી! બસ ! ! ! ઘણું થયું ! હદ થઈ ગધેડાના સરદાર! હા! તું જાણતો નથી કે હજી કાલેંજ માહારા મામા સિધ્ધરાજનું નાક કાપી ચાલ્યા આવેછે! જા ભોંયરાના રાજા કે હંસરાજ મહીડાને રાહખેંગારના હાથ પુછી આવ્ય હો!!! જેની સત્તા સો સો ગાઉમાં ઝળકી રહી છે અરે જેણે ગાદીયે બેસતાંજ દુસ્મનોને થથરાવ્યા છે. હા! જેનો કીલ્લો અજીત છે, જેને માથે જગતગુરૂ દતાત્રેયનો હાથ છે બસ, ચાલ્ય, પટેલ! ઉઠ રથ જોડાવ તેને પણ પુછવાની જરૂર નથી. હા ! જેમ શ્રીકૃષ્ણ રૂકમણીનું હરણ કરી ગયા, સુભદ્રાને અર્જુન હરી ગયા, ઓખાને અનિરૂધ હરી ગયો તેમ હું માહારા મામા સારૂ આ હરણીનું હરણ કરી જાઊં છઊં. પછી જેમ, શીશુપાળ, બળભદ્ર અને બાણાસુરના જેવા હાલ કરાવવા હોય તે આવજો (હડમત તરફ જોઇ ) માન્ય માન્ય અને માન્ય અને હજી તૈયારી કર "પાછળબુદ્ધિ બ્રહ્મ" ની શીખામણ છોડી દે.

**હડમત**—(વાંકું મ્હોહૂં કરી) મનેતો સિધ્ધરાજ મારીનાંખે.

**દેશળજી**—સીપાઇ ! ચાલો, ઘરમાંથી દાસીયોને બોલાવો. જે થોડા વખતમાં સોરઠની પટરાણી થવાની છે તેને વધાવીયે. ( અહીંયાંથી સૌ હડમતને ઘેર જાયછે અને ખાંડા સાથે યથા વિધિ લગ્ન કરી રાણીકદેવીને જુનાગઢ લાવેછે. )

——o*o——

# પ્રવેશ ૧૪ મો.

## સ્થળ—રાણીકદેવીનું શયન ગૃહ.

**પાત્ર**—રાણીકદેવી, દાસી અને પછી રાહખેંગાર

**રાણીકદેવી**—આહા !!! પરમેશ્વરની અજબ કૃતિ છે. આ જ શરીર ઉપર આટલી નાહાની વયમાં કેટલા વિચકો પડયા અને અંતે માહારા મનથી માનેલો પતિ મળ્યો, પણ હે વિશ્વંભર ! હજી પણ આ દેહ ઉપર કોણજાણે શું ગુજરવાની હશે ગુજરાતના મહીપતિ સિધ્ધરાજને જ્યારે આ ખબર પડશે ત્યારેં શું તે વૈર લેવાને નહીં આવે અને જ્યારેં આવશે ત્યારેં લાખો માણસના જાનની ખુવારી થશે તે પણ આ દેહને માટેંજ કેનહીં? ઠીક ભગવાન? જેવી તારી મરજી. આ વખતે તો તાહારો આભારજ માનું કે તેં મનમાનતું જોડુ મેંળવ્યું.

**બનજારા.**

[ હરી કલંક આ રે ઉતારો મુજ પ્રાણનાથ ઉગારો—એ ઢબ]

**નમું નમું હું ગુરૂ ગિરનારી, ભવ ભયથી દે તું તારી;**
**અકળ ગતિ છે તારી, નહીં પહોંચે મતિ ત્યાં મારી.**

આ લેખ ભવિષ્યના ભારી, નમું નમું હું ગુરૂ ગીરનારી;
મુજ માત પિતા કોણ ક્યાંહે, હડમત મજેવડી માંહે.
એની જીંદગી થઈ દુખિયારી, નમું નમું હું ગુરૂ ગિરનારી.
ક્યાં ભાળ્યો મેં કચ્છ દેશ, લાખો ફુલાણી રૂડે વેશ;
પ્રભુ ગ્રહી તેં બાંહ મ્હારી, નમું નમું હું ગુરૂ ગીરનારી.
ક્યાં હતા તે સિધરાજ, રૂડા રાહખેંગાર માહારાજ;
ક્યાં મેંલ આ ચમત્કારી, નમું નમું હું ગુરૂ ગીરનારી.
દીલ દીલ લગી દીલદાર, મારા પ્રીતમનો જે પ્યાર;
અરે કેમ મૂકું હું વિસારી, નમું નમું હું ગુરૂ ગીરનારી.
ભૂપ રાહખેંગાર જેહ, મન મોહન મારા તેહ;
તે પરથી હું ઓવારી, નમું નમું હું ગુરૂ ગીરનારી.
અરે દાસી તું સત્વર કરને, મૂજનાથને ઇહાં ધરને;
પ્રીતે કરીયે સ્તુતિ સારી, નમું નમું હું ગુરૂ ગીરનારી.

દાશી! જરા પ્રાણનાથને વિનતિ કરજે કે આપનું મુખારવિંદ જોવાને આતુર છે.

**દાશી**—બહુ સારૂં બાઇ સાહેબ! જેવી આજ્ઞા.

(રાહખેંગાર આવેછે)

**રાહખેંગાર**—કેમ પ્યારી! સુવદનો! મને કેમ યાદ કર્યો?

**રાણીકદેવી**—પ્રીતમ! આપના મુખારવિંદનું દર્શન જો આ કિંકરીને થોડી વાર પણ નથી થતું તો એક ઘડી એક યુગ સમાન જાયછે. પ્રાણનાથ! મને આ વખતે માહારી ભૂત કાળની સર્વ બીના નજરો નજર તરતાં મ્હારૂં મન વિવ્હળ થયું પરંતુ વાહાલા પતિ! જ્યારે તે બાબત ઉપર

વધારે વિચાર કર્યો ત્યારે સર્વ વ્યાપક ઇશ્વરની કૃપાથી આપ જેવું અમુલ્ય રત્ન માહારા નશીબમાં હમેશને માટે લખાએલું માલુમ પડતાં તે સ્વયંભૂ નિયંતાનો આપણુ બન્ને સાથેજ રહી આભાર માનીયે તેવી ઇચ્છા થઇ અને તેનેજ લીધે આપને તસ્દી આપવી પડી માટે ક્ષમા ચાહું છઊં.

**રાહખેંગાર**—મૃગનયની! વિલોલનેત્રા! તમારા પ્રત્યેક શબ્દ મને અમૃત તુલ્ય સુખ ઉપજાવેછે, આ બાબતમાં તમે કયું અનુચિત્તકાર્ય કર્યુ છે કે મારી માગી મને શરમીન્દો કરો છો? ચાલો ત્યારે આપણે બન્ને સાથેજ પરમકૃપાળુ પરમેશ્વરનો પાડ માનીયે.

**બન્ને** ( સાથે—દયાળુ દેવ કૃપાળુ તું–એ ઢબ )

અરે જગનાથ ગ્રહોને હાથ, હમેશાં રાખ અમને સાથ.
દત્તાત્રી તું વિઘન હરજે, કૃપા અમપર સદા કરજે.
અખીલ જગનોજ કરતા તું, મયાળુ તું દયાળુ તું. ૧

**રાણીકદેવી**—

પ્રીતમ માહારા પ્રાણાધાર, ખરે દીલદાર હૈયાના હાર.
અમર તું કર કૃપાળુનાથ, સૌભાગ્ય રક્ષક મારો નાથ. ૨

**રાહખેંગાર**—

પ્યારી મારીને દેજે સુખ, કૃપા કરીને હરજે દુઃખ.
પ્રથમ મરવું મને દેજે, વિના પ્યારી નહીં કરજે. ૩

**બન્ને** સાથે—

પ્રીતમ પ્યારી આ પૃથ્વીમાં, કરે સુખ ચેન ખુશીમાં.
નમી નમી કરીયે પ્રણામ, કૃપાળુ ઇશ આઠે જામ. ૪

**રાહખેંગાર**—કેમ પ્રિયે! હવે મને શીકારીમાં જવાની રજા છે?

**રાણીકદેવી**—વાહાલા પ્રાણપતિ! એ શું બોલોછો? હું શું આપને રજા દેવાને યોગ્ય છઊં! સુખેથી પધારો.

( સર્વે જાયછે. )

---

# પ્રવેશ ૧૫ મો.

## સ્થળ– જીર્ણદુર્ગ પાસેનું વન.

**પાત્ર**—શેરઅલ્લી-સિદ્ધરાજનો સીપાઇ, તથા ગામનાં માણસો.

**શેરઅલ્લી**—યા ખુદા બહુતદીનસેં થકા ભુખા ઇદર તો આ પહોંચા, ઓર શીકાર બી બડા હાથ આયા હે, વો હીરન સામની પડાહે, ઉસકું ઠેર કરૂં. ( ધીમે ધીમે પાસેં જાયછે તેટલામાં આદમીયોનું ટોળું .હોકારા કરતું આવેછે ને હરણ નાશી જાયછે )

( luice neil–ની ઢબ )

( ઇંગરેજી રાહ )

ખુશી ખુશીજ આજ, ખુશી ખુશીજ આજ.
માહારાજા રાહખેંગારનાં, લગન થયાં તે કાજ. ૧

**પહેલો**—

સટા બટા ઉડાયગેં, હો ઉલ્રુકે સરદાર.
ગટર પટરમાપેંગે, પેસે હે અપાર. ખુશી.

**બીજો**—

આપલ્યા ઘેર તાંદુલ, ઔર ગુડઘે આઈચે.
ફાર ચાંગલા ઉત્તમ, સબસે ભાત ખાઈગે. ખુશી.

**સર્વજણ**—( તાણીને. )

ખુશી ખુશીજ આજ, ખુશી ખુશીજ આજ.
માહારાજા રાહખેંગારનાં, લગન થયાં તે કાજ.

**શેરઅલ્લી**—( શીકાર છટકી જવાથી ગુસ્સામાં આવી ) અરે ઓ બદમાસ લોક! યે ક્યા ગરબદ સડબડ મચાઈ હે? હમને બહુત મુશકેલીસેં એક શીકાર હાથ કીયાથા વો બી તુમારી ગડબડસેં છટક ગયા. ઇતની રાડ પાડનેકા તુમારે ક્યા સબબ હે?

**એક જણ**—દેખો મયાં સાયબ! આજ હેસો અમારે રાજા રાહખેંગાર બહાદુરકા પરણવા રાણીકદેવીની સાથ થયા હે અને ઉસકે માટે આખા શેહેરમેં આજ ગોઠ આપી હે ઉસકે માટે આજ હમ ખુશી થાતા હે.

**શેરઅલ્લી**—(દાઢી ઉપર હાથ નાંખી) લાહોલ બીલાહોલ, લાહોલ બીલાહોલ, અસ્તફર અલ્લા, યા અકબર! યહ ક્યા ગઝબ? માહારાજા સિદ્ધરાજકી પટરાનીકું યહ રાહખેંગાર લે ગયા યા જુલમ! યા અલ્લા! પાટનમેં કૈસી સાદીકી ધમાલ મચરહી હે. યા ખુદા!! લેકિન જીયા ચલ અબ યહ ખબર જલદિસેં પાટનમેં પહોચાઊં.

---

# પ્રવેશ ૧૬ મો.

## સ્થળ—પાટણમાં સિદ્ધરાજની કીચારી.

**પાત્ર**—સિદ્ધરાજ, પ્રધાન, અને પાછળથી શેરઅલી.

**સિદ્ધરાજ**—માહારા શાણા પ્રધાન! લગ્નને માટે મુકરર કરેલ શુભ દિવસ હવે નજીક છે, સર્વ તૈયારી થઈ રહીછે માટે હવે આવતી કાલે તમે માહારી આ રત્નજડિત સમશેર લઈ જાઓ અને તે કોમળાંગીને માહારો મેહેલ શોભાવવા લઈ આવો. તેની સાથે હડમતને પણ તેના સહકુટંબ પરિવાર મ્હોટા માન અને દબદબાથી લાવજો.

(તેટલામાં શેરઅલી પ્રવેશ કરેછે.)

**શેરઅલી**—(માથું ધુણાવતો) માહારાજા! કુછ કેહેનેકી બાત ઈ નહી હે. સારા ગુજરાતકા નાકી ઉને કાટ લીયા હે. ઉસકું માલુમ નહીં હે કે માહારાજા સિદ્ધરાજકી પાસ ઉસ્કા ક્યા ચલેગા.

**સિદ્ધરાજ**—( આશ્ચર્ય થઈ) હે ક્યા ?

**શેરઅલી**—માહારાજા! યઈ બાત મેરેકું મત પુઓરે મેરે મોસેં બી નહી કહી જાતી હે. ઉને એસા અનર્થ કીયા હે કે સારી પૃથ્વી મેં બી ન હોવે. ઉસકું આપકા તો કુછ ડર બી નહી હે, ઓર બોલતા હે કે વહ ક્યા કરેગા? ક્યા ઉસકી તાકાત હે?? મેરે શીવાય ક્ષત્ર. બચ્ચા પૃથ્વીપર હોઈ નહી.

**સિદ્ધરાજ**—લેકીન ઇતના સો ક્યા હે??

**શેરઅલ્લી**—માહારાજા ! દુસરા તો કુછ નહી હેં, લેકીન આપકી જો સ્યાદી અબી હોનેકી થી વહી અપ્સરાકું જીર્ણદુર્ગકા રાજા રાહખેંગાર હરન કર લે ગયા ઓર ઉસકી સાથ સ્યાદી કી હે.

**સિદ્ધરાજ**—(ઘણાજ ગુસ્સામાં) કાંઈ ફીકર નહી. જુઓ કે, સીંહને છેડી શીયાળ કેટલી ઘડી ક્ષેમકુશળ રહેછે ? મણીધરને જગાડી ઉંદર કેટલી વાર દોડેછે ?? ગજરાજને સીંગડું મારી પાડો કેટલેક દુર જાયછે ??? હા ! એ દુષ્ટે મ્હારૂં ઉત્તમ ભોજન અભડાવ્યું છે. રાવણે સીતાને હરી જાતાં કાંઇજ વિચાર નહોતો કર્યો બલકે " જાનકી " લેવા જતાં " જીવ જાનેકી " લઈ આવ્યો હતો. તેમ આ પણ રાણીકદેવીને નહીં પણ પોતાના કુળનો નાશ કરનાર દેવીને લાવ્યો છે. હા! મ્હારી કેહેવાએલીને તે હરી જાય ? હો ! મ્હારી પ્યારી વસ્તુનો તે ઉપભોગ કરે !! અરે જ્યાં સુધી હું જીવું છું ! જ્યાં સુધી મ્હારામાં હાલવા ચાલવાની શક્તી છે ! બલકે જ્યાં સુધી મ્હારી નસોમાં લોહીનું હરવું ફરવું થાયછે ત્યાં સુધી તો તે દેવનો કે દાનવનો રાજા હોય તો પણ છોડનાર નથી !!! હો ! વિષયી બુદ્ધિના રાહખેંગાર ! તુંને થોડીજ ખબર છે કે આ બાહાદુર સિદ્ધરાજ તારો ક્ષણવારમાં નાશ કરશે ! આજ દિવસ સુધી હું એમ માનતો હતો કે મિત્રતાનો નાતો તેમજ દુસ્મની બરોબરીયાથીજ કરવી. પણ તેં તેમાં ખલલ પોહોંચાડી છે! મણિધરના ભોણમાં હાથ નાંખ્યો છે. હા ! જરૂર મ્હારી ગેરહાજરીમાં તેં દુષ્ટ

મ્હારા દરવાજાની ઈંટો પાડી ખોખરો કરી ગયો તે તેન વધેલાં હાડકાં ખોખરાં કરવાનેજ માટે. હો! હું તેને લડતાં શીખવીશ! ક્ષત્રીવટ બતાવીશ!! અને એ ફસાઈ પડેલી અબળાને જણાવીશ કે એ ખરો ક્ષત્રી નહીં પણ હંસનાં પીછાં ઘાલનાર કાગડો છે, સીંહ નહીં પણ સીંહનુ ચામડું ઓઢનાર ગધેડો છે!! તેને પોતાના લશકરનો કે સત્તાનો તદન વિચારજ ન આવ્યો! પણ કયાંથી આવે? તે તે અબળાના મોહપાસની અંદર ફસાઈ પડયો છે એજ પદમણી માટે એ રણમાં પડશે. કેહેવત છે કે "વિનાશકાળે વિપરીત બુદ્ધિ" હવે હાલમાં એ બાબત લંબાણ કરવાનું નથી કહેવા કરતાં કરી બતાવવું કઠીણ છે માટે મ્હારા શાણા પ્રધાન! તમે તમામ બાબતનો યોગ્ય બંદોબસ્ત કરો. અને મ્હારા શુરવીર સે-નાપતિઓ! મ્હારા બહાદુર ક્ષત્રિ લડવૈયાઓ! સર્વે તૈયાર થાઓ કાલે આપણે અહીંયાંથી કુચ કરવાની છે.

---

# પ્રવેશ ૧૭ મો.

## સ્થળ—પાટણથી સોરઠ જવાનો રસ્તો.

**પાત્ર**—સિધ્ધરાજ, સેનાપતિ, શીપાઇઓ.

**સિદ્ધરાજ**—મ્હારા બહાદુર સેનાપતિઓ! અને ક્ષત્રી લ-ડવૈયાઓ! તમારા સર્વના જાણ્યામાંજ છે કે, લડવું એ છોકરાંની રમત નથી. નથી ખેલવું સેતરંજ, કે નહીં ચોપાટ, નહીં ગંજીફો કે નહીં બાજી, નથી વાત કરવી કે નથી બેઠું રહેવુ.

તરવારોના સખત ઝટકા, બંદુકોના સખત ઘા, ભાલા અને તીરના સખત મારની આ શુરવીર રમત છે. તેમાં દરેકનું માથું ધડથી જુદું થશે. કદી લાંબા દિવસ ભુખેં કાહાડવા પડશે, ટાઢ અને વખતે તડકો વેઠવો પડશે માટે જેઓને હીમત હોય તેજ મ્હારી સાથે આવવા હીંમત કરજો. મ્હારો ખાસ નિશ્ચય છે કે દરેક લડવૈયા પડશે તેની સાથે હું પણ રણમાં પડીશ તોજ તે કોમળાંગીને છોડીશ; માટે હજી હજી અને હજી ફરી ફરીને કહું છઊં કે જેને જેને પાછું જવું હોય તેણે ખુશીથી જવું.

**સર્વલશ્કર**—માહારાજા! અમે સર્વ ક્ષત્રી છઇએ અને જો લડવાથી ડરી પાછા જઇએ તો અમારી જનુની લાજે, વળી આજ દિવસ સુધી અમે આપનુંજ નિમક ખાધું છે તે જો બર ન લાવીએ તો નિમકહરામ કેહેવાઇએ. આ શરીર છે તે અમોએ આપનેજ અર્પણ કરેલાં છે, માટે માહારાજા! અમે કદી પણ પાછા ફરવાના નથી ગમે તેમ થશે તો પણ અમે આપની સાથેજ છઇએ. ક્ષત્રી પુત્રોને રણભૂમિપર પડવું એજ ઉચિત છે માટે કૃપાનિધિ આવો અનુકુળ વખત મુકી ઘરને ખુણે મરવા કદી પણ ચાહાતા નથી માટે જેમ બને તેમ જલદી ચાલો અમે સર્વ હાજર છઇએ.

**સિદ્ધરાજ**—સાબાશ, ક્ષત્રિ પુત્રો! એજ યોગ્ય છે; ચાલો ત્યારે, આપણે ચાલવા માંડીયે.

(સર્વ લશ્કર ચાલતું થાયછે અને નીચે પ્રમાણે ગાતા જાયછે.)

**સર્વેલસ્કર—**

ધરીને હામ કરવા કામ રાખીયે ક્ષત્રિતું નામ,
લડાઇ મચાવી આડે જામ, દઇ દંડ ભેદ સામ.

**સિધ્ધરાજ—**

શુરવીર મારા શાણા આજ, રાહખેંગારથી પડયું છે કા
લડો લડાઇ ખુશી સાથ, બતાવો શત્રુને હાથ.

**સેનાપતિ—**

માહારાજા રાજ સિધરાજ, સેનાપતિ હું આપનો આજ;
ખડગ ચલાવી સૌથી શ્રેટ, મારી લાત ફોડું પેટ.

**પેહેલો સીપાઇ**

માઝા વરધી સત્વર દેઉ, લવકર જાકે ઉઠે ઠેઉ;
બાઇકોલા મી જલદી ઘેઉ, માર તોડ ફોડ કરન.

( સર્વ ચાલવા માંડેછે. )

---

# પ્રવેશ ૧૮ મો.

## સ્થળ—રાહખેંગારની કીચારી.

### પાત્ર.

રાહખેંગાર, પ્રધાન, સેનાપતિ અને પાછળથી સિધરાજનો દૂત.

**રાહખેંગાર**—પ્રધાનજી! આપણે સિધરાજથી જાગૃત રહેવાની પુરી જરૂર છે, કારણ જ્યારે તેને આ વાતની ખબર પડશે ત્યારે બેશક મોહોટું લસ્કર લઈ આવશે કારણ હું તેના સ્વભાવને સારીરીતે જાણુંછઊં કે તે ઘણો જીદ્દીજ

માણુસ છે, માટે આપણે આપણી તમામ તૈયારીમાં રહેવું એ ડાહાપણ ભરેલું છે.

**દુત**—( સિધરાજનો કાગળ રાહખેંગારને આપેછે. ) માહારાજાધિરાજ રાહખેંગાર ! યહ કાગજ ગુજરાતકા મહીપતિ સિધરાજજ્યસિંહ બાહાદુરને ભેજા હય.

**રાહખેંગાર**—( કાગળ વાંચતાં ઘણાજ ગુસ્સામાં આવી જાયછે. )

પ્રધાનજી! જે પ્રસંગ હાલ ચાલતો હતો તેજ પ્રસંગ વિશે આ સંદેશો છે. આ ખયેલીા એવું જણાવેછે કે, ઘણુંજ મોહોટું લસ્કર લઇ સિદ્ધરાજ આ તરફ આવવા ચાર દિવસ થયાં નીકળી ચુકયો છે. પરંતુ કાંઈ ફીકર નહીં તેના મનમાં યશોવર્મા ઉપર મેળવેલી જીતથી મદ ચડયો હશે પરંતુ આ કીલ્લો જીતવો ઘણોજ કઠણ પડશે. હા ! મારા ગિરનારના સખ્ત પથરા જેવા મારા સખ્ત શૂરવીરોને હાથે તે દરેકનાં માથાં માતા અંબિકાજીને ચડાવીશ !! અરે ગમે તે થાય તો પણ મરવું યા મારવું એ શીવાય બીજો કાંઇ રસ્તોજ નથી એના દીલમાં તેણે એમ ખ્યાલ કર્યો હશે કે મારા સૈન્યના દેખાવથી તે નાશી જાય ! પણ ધિઃક છે, તેની બુદ્ધિને જે ખરો ક્ષત્રિ પુત્ર છે, તે જીવ જાતાં સુધી પણ ટેક મુકનાર નથી, પણ પ્રધાનજી ! આપણે એટલું તો વિચારવાનું છે કે, તેની સામે કીલ્લો છોડી લડવા જવામાં માલ નથી, એમ સાહસ કરી એક થોડા વખતમાં વગર પરિશ્રમે તેને લાભ નજ આપવો. એ પણ યાદ કરે કે હું

લડવા ગયો હતો. માટે આપણો ઉપરકોટનો કીલ્લો જલદીથી સમરાવે કે ત્યાં જઇ રહેવું ત્યાંથી ગીરનારની ગુપ્ત ગુફાઓ મારફતે જે જોશે તે મળી શકશે. મારા શુરવીર ક્ષત્રિ પુત્રો! મને તમારી પૂર્ણ ખાત્રી છે કે તમે તમારી નાત જાત અને જનુની દીપાવશોજ.

**ચોપદાર**—કીચારી બરખાસ્ત મેહેરબાન સલામ.

---

# પ્રવેશ ૧૯ મો.

## સ્થળઃ—એક મેદાન.

(બંન્ને તરફનાં લશ્કર ઘણુાજ જોસથી લડે છે.)

**સિદ્ધરાજ**—લડો મારા બાહાદુર લડવૈયાઓ! લાડો, લડો તમારા નામ માટે, લડો તમારી કીર્તી માટે, લડો તમારા દેશને માટે, જેવી બાહાદુરી તમોએ વખતોવખત બતાવી દુશ્મનોને જેર કર્યા છે તે તમારૂં શૂરત્વ યાદ કરો. અને લડો. રાહ ખેંગાર! તું યાદ રાખ કે આ મારી સુરી સમશેર તારા લોહીમાં રંગી તે પાછી સાબરમતીમાં ધોઇશ ત્યારેજ મ્યાન કરીશ. તું ખાત્રીથી સમજજે કે કરોડો વર્ષ થઇ જાય તો પણ એ રાણીકદેવી–મારી પ્યારી વસ્તુને હું છોડનાર નથી. તારા દરેક લડવૈયાઓના શીષ ઉતારીશ, તારા રાજને અને તાજને ધુળમાં મીલાવીશ. માટે આ વાતનો ખ્યાલ કર. અને ખાલી વિચારમાં રાજ અને રૈયતને હેરાન ન-

હીં કર. જેમ બને તેમ જલદી શરણે આવી સુંદરીને સોંપી જા, કે તેથી તુનેં અભયદાન આપી નિર્ભય કરૂં, અને એમને એમ પાછો ચાલ્યોજાઊં, માટે માન.

**રાહુખેંગાર**—કહેવું સહેલુંછે અને કરવું કઠણછે. જે મ્હોઢે બોલેછે તે પાળી શકે નહીં તો પછી તેનું જીવતર વૃથા છે. જે કુતતરૂં ભસેછે. તે કરડતું નથી. હું તારી એવી ધમકી થી કદી ડરનાર નથી, ગમેતે થાય તોપણ આ શિર સાટે તે સુંદરી છે. માટે વૃથા બકવાદ કર્યા કરતાં સમશેર ચલાવવી એજ ઉચિત છે. મારા બાહાદુર ક્ષત્રી પુત્રો! આવો વખત ફરી ફરીને આવનાર નથી. ઘેર બેઠાં ગંગા આવી છે. તે સૈન્ય રૂપી ગંગાના રક્ત રૂપી તમેં ઝુકાવો અને તમારૂ નામ અમર કરો. આ નાશવંત જગતમાંથી કીર્તિ શીવાય બીજુ કાંઈપણ સાથ આવવાનું નથી. વળી પવિત્ર રણક્ષેત્રમાં પડવું, ગાંધર્વ કન્યાઓને વરવું અને દેશને માટે જીવ દઈ સ્વર્ગીયોને ખુશ કરવા એ શીવાય બીજું કાંઈપણ સાર્થક નથી. માટે લડો, લડો અને લડો, જીવજાતાં સુધી શુરત્વને અને ક્ષત્રી જાતને એબ લગાડતા નહી ( આવી રીતે બન્ને બાજુ ઉસકેરણી થાયછે. અને લશ્કર ઘણાજ જોરથી લડેછે. )

---

# પ્રવેશ ૨૦ મો.

## સ્થળ:-ખાનગી બેઠક

### પાત્ર.

( રાહખેંગાર—અને–દેશળજી. )

**રાહખેંગાર**—પ્રિય ભાણેજ દેશળજી! ઇશ્વરના પ્રતાપથી ખુશી થવાનું એટલુંજ છે કે આજે ૧૧ અગીયાર વર્ષ થયાં સિધ્ધરાજે કોટને ઘેરો ઘાલ્યો છે. છતાં કાંઈપણ તક મળી શકી નથી. અને હેરાન હેરાન થઇ ગયોછે. આપણા ખસુસ જાસુસથી એવા ખબર મળ્યા છે કે "સિદ્ધરાજનું લશ્કર તમામ બેદીલ થઇ ગયું છે, અને દેશતરફ પાછું ફરવા ઉશકેરાઈ રહ્યું છે. તેને સિદ્ધરાજે ઘણું સમજાવી ચાલતા ચોમાસાના ચાર મહીના રોક્યા છે. અને દીવાળી બાદ તરત ઉપડી જવા તેણે ચોક્સ ઠરાવ કર્યો છે." આજ સુધી ઇશ્વરે આપણી લાજ રાખી છે. તેવીજ રીતે આ ચાર માસ રાખે તો આપણા આનંદમાં કાંઈ ન્યુનતા રહે નહીં. અને મને ખાત્રી છે કે આપણો ગ્રહ હાલ સવળોજ છે, જેથી આજ સુધી પાર પડયું અને તેવી રીતે છેવટ સુધી થશે. પરંતુ ભાઇ દેશળ! આજે ગુપ્ત રસ્તેથી જે દારૂ આવેલ છે, તે ક્યાં છે? લાવતોખરો, જરા પીએ, અને જીવને આનંદ પમાડીએ. આપણે ઘણે ભાગે નિર્વિધ્ન થઈ ગયા છઇએ.

**દેશળજી**—મામા! આપનું કહેવું તદન ખરૂં છે. હું કાલે રાત્રીએ કીલ્લા ઉપર ફરવા નીસર્યો હતો અને તે વખ્તે કીલ્લા-

ની દરેક બાજુએં ઘેરાઇ રહેલા લશ્કરની ટુકડીયોના અમલ-
દારો તેમજ સીપાઇઓ તોબાહ પુકારતા હતા તેનું કરણ
એવું હતું કે એક તો લાંબો વખત નીકળી ગયો છત્તાં રતી
ભાર પણ ફતેહ મેળવી શક્યા નહીં, બીજું જંગલની ઝેરી
હવાને લીધે લસ્કરની તંદુરસ્તી બગડી છે, ત્રીજું ચાલતા
ચોમાસાને લીધે ઝેરી જીવ જંતુનો ઘણો ઉપદ્રવ છે. અને
ચોથું તથા મ્હોટું કારણ એજ છે કે સીદ્ધરાજ આ નાસી
પાસીથી ઘણોજ બાહાવરો બની ગયો છે. કોઇ દીવસ તે
કોઇ સાથે હસીનેં વાત કરતો નથી અને જેને તેને ધમકા-
વ્યા કરેછે વગર વાંકે મારેછે અને આખા લશ્કરમાં માતેલા
સિંહની પેઠે ફરેછે અને સીપાઇઓની તથા અમલદારોની
બીન તકસીર આબરૂ પાડેછે, તેનું મગજ તદન ચળી ગયું
છે, દીનદશાની તેને ખબર નથી અને આવી હાલતને લીધે
લશ્કર તમામ બે દીલ થઇ ગયું છે અને આપના કહેવા મુ-
જબ તેઓ ચોમાસા પછી કુચ કરશે એ પણ ખરી વાત,
કારણ આ તમામ હકીકત મેં કીલ્લા ઉપરથી નીચેંની ઘેરો
ઘાલી પડેલી ટુકડીઓના મુખથી સાંભળી છે, મામા! એક તો
આપના પુન્યથી અને બીજું શ્રીગિરનારીની કૃપાથી બેશક આ
પણે ફતેહ પામશું એમાં નવાઇ નહીં, કારણ તેનાં તમામ
શુભ ચિન્હો હાલથી માલુમ પડેછે અને વળી જોશું. હાલ તો
આજ્ઞા પ્રમાણે મધ હાજર કરૂં. ( એમ કહી જાયછે અને
દારૂ લાવેછે. દેશળજી તેમજ રાહખેંગાર અરસ પરસ એક
બીજાને ખુબ તાણખેંચ કરેછે અને દારૂ પીએછે તથા વા-

રાંગના ગાયછે અને એવી રીતે ઘણોજ દારૂ પીએછે. )

**વારાંગના—**

**રાગ કાફી તાલ દીપચંદી.**

( ખુદાદોસ્ત સુલતાંનકી પ્યારી—એ ઢબ )

જામે કીર્તિ જગમાં તમારી, પ્રભુ આપે સુખ ભારી. ટેક
યાવત્ ચંદ્ર દીવાકર સુધી, રાજ રહે સુખ કારી;
પુત્ર પૌત્ર વધુ વંશજ વધજો, સાથેં, હાંહાં સાથેં રહો શુદ્ધ નારી.
સમદ્રષ્ટી રાખોછો સૌપર, પ્રજા પૂત્ર સમપ્યારી;
દીલ દરીયાવ દયાવાન દંપતી, જોડ, હાંહાં જોડ પ્રભુ કર નહીં ન્યારી,
મનુસ્મૃતિથી ન્યાય ચલાવો, શીક્ષા આપોછો સારી;
નીચ લબાડ જે લાંચીયા પાપી, તેની, હાંહાં તેની કરોછો ખુવારી.
સુખી સુખી રહે પ્રજા તમારી, રહે સદા નિર્વેકારી;
પ્રેમ પ્રજાનો આપની ઉપર, મુખથી, હાંહાં મુખથી નશકીયેં ઉચ્ચારી.
દુશ્મન દળ જે આવી ચડયું છે, નાથ નાંખે તે વિડારી;
ઈશ કૃપાથી ફતે તમારી, અરી, હાંહાં અરી ડરી જાય હારી.

**રાહખેંગાર**—સાબાશ! ભાઇ દેશળજી! આ વારાંગનાઓને યોગ્ય શીરપાવ આપાવો. ( દેશળજી તેને શીરપાવ આપે છે ) ભાઈ દેશળ! આ દારૂ ઘણોજ લેહેજતદાર છે. જેથી હું ધારૂછઊં કે તું થોડો અંતઃપુરમાં આપી આવ, કારણ એ પણ આપણા સુખ દુખમાં વિભાગી છે. જ્યારે આપણે આવીરીતે આપણા ઉપર ટંગાઈ રહેલા દુઃખના વાદળાનું દુઃખ દૂર કરીયે ત્યારેં તેને પણ બેશક નચીંત થતું જોઈએં કારણ આ બધાનું મૂળ તેજ છે અને તેને માટે

પારાવાર બળાપો વખ્તો વખ્ત મારી સમક્ષ અને મારી ગેરહાજરીમાં કરેછે. એવી મારી પૂર્ણ ખાત્રી થઈ છે માટે જા.

**દેશળજી**—મામા! આપની આજ્ઞા હું શિરોચસ્મ કરૂંછઊં પણ મારી એક વિનતિ છે અને તે એટલીજ કે, નીસ્સાનો જોસ મારામાં પૂર છે મને આ વખતે પુરી શુદ્ધિ નથી અને વખત જતે તેટલી પણ નહીં રહે એમ ધારૂં છઊં. મારા મગજમાં ચક્કર આવેછે અને .મારો જીવ ઊંડો ઉતરેછે. આવે બારીક સમે ત્યાં જવું એ હું સલાહ ભરેલું માનતો નથી. મ-મ- માટે આપ કૃપા ક-ક-રી બીજાને આજ્ઞા આપો અને મ-મ-મ-ને મ-મ-મ માફ કરો. મને પુરી દી-દી-દીલગીરી થાયછે કે મેં આ દેહ ધરી કદી પણ આપની આ-આ-આ-ગ-ના ઉલંઘ-ઘ-ઘ-ન કરી નથી પણ લા-લા-લાચાર છઊં.

**રાહખેંગાર**—પ્રિય ભાણેજ! દેશળજી કાંઈજ ફીકર નહીં ઘણે દૂર જવું નથી આ નજીકનું મણીમય શયનગૃહ છે ત્યાં જઇ આપી આવો અને પછી તુરત પાછા આવજો એટલા વખતમાં કાંઇ હરકત નહીં આવે તમારા શીવાય બીજું કોણ ત્યાં જઇ શકે તેમ છે?

**દેશળજી**—જજજ જેવી આપની અ-અ-અ- આગના. (એમ કહી નીશાના પુર જોસમાં લડથડીયાં ખાતો જાયછે.)

---

# પ્રવેશ ૨૧ મો.

## સ્થળ—મણીમય શયન ગૃહ-

### પાત્ર.

રાણીકદેવી–દેશળજી–અને પછીથી રાહએંગાર.

**રાણીકદેવી**—( દેશળ તરફ જોઇને ) ભાઈ દેશળ આ- જે આમ ડોલતો ડોલતો કેમ આવેછે તેને પુછું તો ખરી. દેશળજીભાઇ! આજે આપના દુશ્મનની તબીયત કેવી છે?

**દેશળજી**—મ-મ-મ મામી આજે આજે આજે (ખુબ હસેછે ) ગુપ્ત રસ્તેથી ઘણોજ ઉમદો દારૂ આવ્યો છે. તે મેં અને મારા મામાએ ખુબ. પી-પી-પી-પીધો ·( ખુબ હ- સેછે ) અને તમારે મ-મ-મ માટે મોકલ્યો છે તે તમે પીઓ–આ આ-આ- આલ્યો ( આપેછે. )

**રાણીકદેવી**—ભાણેજ! આ મધ ખાસ મારે માટેજ મોકલ્યો છે ?

**દેશળજી**—હહહ હા! હા! હા! હા! ( ખુબ હસેછે. )

**રાણીકદેવી**—( સ્વગત ) આહા પરમેશ્વર! આજ દિવ- સ સુધી મેં કોઇ કોઇવાર મદ્યપાન કર્યું છે પરંતુ તે મને માફક નથી. તો પણ પ્રિયપતિની આજ્ઞા પાળવા માટે તેમ કરવું પડેછે.

( મધના પ્યાલા તરફ નજર કરીને. )

**વસંત તિલકા વૃત.**

રાગ–પીલુ–તાલ–દીપચંદી.

શું રમ્ય આ મધુ અતીજ ગુલાબિ લાગે,

આનંદ દીલ થઇને દુખ સર્વે ભાગે;
અંતે કરે મનુષને નિસતેજ એ તો,
જાણો જરૂર મનમાંજ ખરાબ તે તો.

### શાર્દુલ વિક્રીડિતવૃત્ત.

દીઠામાં નહિ માલ હાલજરીતો, એહાલ અંતે કરે;
એવો જે અતિ મદ્ય મૂજ મનથી, પીવો નહીં તે ગમે.
લાચારે મમ નાથના હુકમને, આધીન હું થાઊં છાં;
કોટાણે મધુપાન મૂજ મનમાં, હેરાંની પામુંજ છાં.

હે જગ્ત કરતા! ગમે તેમ હોય તોપણ પતિની આજ્ઞા પાળવી એજ સતીનો ધર્મ છે. ( એમ કહી મદ્યપાન કરેછે. થોડીવાર પછી ઘણીજ બેશુદ્ધ થઇ જાયછે. )

### શિખરિણી વૃતની ચાલ.

થર થર થર કંપેછે દેહ મુજ આ સમે,
નયન ઊંડાં જાએ દીલ અધીકું દમે;
નિશામાં ચકચુર થઈછું હું હરી,
રાખો મ્હારી લાજ કહું છઊં ક-ર-ગ-રી-ઇ-ઇ-ઈ.

( આવી રીતેં બોલતાં તુરત બે શુદ્ધ થઇ જાયછે અને પાસેંના પલંગ ઉપર લડથડી પડેછે. )

**દેશળજી**—( નીશામાં પૂર બેશુદ્ધ થઇ ) હ-હ-હ-હાહા હાહાહા ( ખુબ હસેછે અને થોડીવાર પછી તે પણ બેશુદ્ધ થઈ જે પલંગ ઉપર રાણીકંદેવી પડી છે. તેની ઉપર તે પણ પડેછે. )

**રાહખેંગાર**—પ્રવેશ કરી ઉપર પ્રમાણેનો દેખાવ જેઇ

ઘણોજ ક્રોધાતુર થાયછે ) અરે! આશો ગજબ! આ હું શું મારી નજરે જોઊં છઊં? સ્વપ્ન તો નહી? ( પોતાની આંગળી કરડી જુવેછે. ) નહીં નહીં ખરેખર હું જાગૃત છઊં અને જે જોઊં છઊં તે ખરૂંજ છે. ત્યારેં શું આ બન્ને દોષિત છે? ના એમ કેમ મનાય? મારી પ્રાણપ્રિયા—શુદ્ધ સ્નેહી—શું તેનામાં આવી ભુલ પડે? કદીજ નહીં. મારા લાંબા અનુભવ ઉપરથી હું સિદ્ધ કરૂં છઊં કે, આ અબળા ખરેજ પવિત્ર છે. પરંતુ ( ઘણા ગુસ્સામાં ) નીમકહરામ! જેને મેં પાળી પોષી મ્હોટો કર્યો અને આવી પાયરીએં ચડાવ્યો તેજ દુષ્ટ થયો તેનીજ નીતિ બગડી. બીચારી પવિત્ર અબળાનેં અતિ મદ્યપાન કરાવી બેશુદ્ધ કરી. પણ હવે વિચાર શું કરવો? આવા નીચ પાપીનેં દુનિયામાંથી ઓછા કરવા એજ ઉચિત છે. ( એમ કહી એકદમ પોતે તરવાર ખેંચેછે અને દેશળજી ઉપર જોરથી ઝટકો મારેછે પરંતુ તે પલંગના પાયામાં વાગતાં સદરહુ પાયો જુદો પડી જાયછે અને પલંગ વાંકો વળી જાયછે તેથી બન્ને જાગી જઇ શુદ્ધિમાં આવેછે.

દેશળજી પોતાના મામાને આવી રીતે ક્રોધાતુર જોઈ તેની પાસે હાથ જોડી નીચો નમી ઉભો રહેછે તેને રાહખેંગાર ઘણાજ જોસથી ધમકાવે છે.

નીચ! ઘાતકી! ચંડાળ! પાપી! દુષ્ટ! નીમકહરામ તારૂં કાળું મુખ મને વધારે વખત નહીં બતાવ. મેં તુંને આજ દીવસ સુધી કેટલા પ્રેમથી અને માનપૂર્વક રાખ્યો તેનો

પણ તેં જરા વિચાર ન કર્યો?

**દેશળજી**—(સજળ નેત્રે) મામા! હું ખરેખર નિર્દોષ છઊં પુરેપુરો તપાસ કર્યા શીવાય વચનરૂપી શસ્ત્રધારથી મને અન્યાય આપવો એ આપ સરખા કદરદાન મુરબીને ઘટિત નથી કૃપા કરી શાન્ત થઈ મારી અર્જ સાંભળો.

**તાલ કવાલી.**

(અધબીચ મોહોબત તોડી મેં દરદી દીવાના રે—એ ઢબ)

કરગરી કહું છું, તમે વચન સુણો મામા મારાં આ વાર.
નથી વાંક જરી (૨) તમે માનોને નિરધાર. ટેક.

છઊં જાતવંત (૨) એમાં નહી સંદેહ,
મુજ મનમાં નિશ્ચે જાણું, મુજ માતું ખરીછે એહ. ૧
ફરી અરજ આજ (૨) નહીં જાવાને તે ટાણે,
હતો આગ્રહ આપનો પુરો, બનીયુંછે આજ પ્રમાણે.૨
હતો નીશામાં (૨) ચકચુર બન્યો તે વખ્ત,
નહીં શુદ્ધ રહી શરીરની, હું પડયો ઉપર આ તખ્ત. ૩

**વડીલશ્રી!** જે વખ્તે આપણે મદ્યપાન કર્યું અને આપે મને આંહી આવવા આજ્ઞા આપી તે વખ્તની મારી બોલી તથા શરીરની શુદ્ધિ વગેરે આપે જો બારીક નજરથી તપાસ્યું હશે તો, આપની ખાત્રી થવી જોઇએજ કે મનેં તે વખ્તે કાંઈ પણ ખબર નહીં હતી. મેં પણ આપની પાસે વિનતી કરી હતી કે મને ત્યાં જવાને માટે માફ કરો તો પણ આપે આગ્રહ કરી મોકલ્યો. આંહી આવીને મેં ફક્ત મારી માતુશ્રી તુલ્ય મામીના હાથમાં પ્યાલો

આપ્યો, તે પછી શું થયું તેની પણ મને ખબર નથી. મને આ પલંગમાં કોણે સુવાર્યો તે પણ હું જાણતો નથી માટે કૃપા કરી મારા ઉપર આવું કલંક નહી ચડાવો, અને મને ક્ષમા કરો.

**રાહખેંગાર**—ચુપ રહે દુષ્ટ, તું મને શું સમજાવવા જાયછે? મેં જે નજરોનજર જોયું તે હું કેમ ખોટું માનું?

**રાગ પીલુ તાલ કેરબો.**

(જુઓ જુઓ વિપ્રે ભીડી હામ—એ ઢબ.)

આ દુષ્ટ કેરૂં કામ, કેવું મેં નજરે દીઠું રે,
કેવું કરવા ભીડી હામ, બોલે શું મુખથી મીઠું રે.
રાખ્યો પુત્ર સમાન મેં આજ, કેવું મેં નજરે દીઠું રે.
કેવું કીધું નિર્લજ કાજ, બોલે શું મુખથી મીઠું રે.
અન્ન ખાઇને થયોછે હરામ, કેવું મેં નજરે દીઠું રે.
ધીઃક લુચા મુકી તેં મામ, બોલે શું મુખથી મીઠું રે.
તુજ માતુ સમાન આ નાર, કેવું મેં નજરે દીઠું રે.
ફટ પાપી નિર્લજ જાર, બોલે શું મુખથી મીઠું રે.
કર્યું પાપ અમાપ તેં આજ, કેવું મેં નજરે દીઠું રે.
વળી જુઠું વદે તે કાજ, બોલે શું મુખથી મીઠું રે.
શું ઉભો બેવકુફ મૂર્ખ, કેવું મેં નજરે દીઠું રે.
જા જા ગદ્ધા તું ધુર્ત, બોલે શું મુખથી મીઠું રે.

જા જા અહીંયાંથી દુષ્ટ, તારૂં કાળું મ્હો મને હવેથી કદી બતાવીશ નહીં. (એમ કહી લાત મારી કાહાડી મુકેછે.)

**રાણીકદેવી**—(એક તરફ ઉભા રહી ધ્રુજતીહતી તે ઘણુંજ

ધીમે સ્વરે કહેછે) પ્રિયપતિ પ્રાણનાથ! શિર છત્ર! અમે બન્ને ખરેજ નિર્દોષ છઇએ (હાથ જોડીને)

### રાગ ભૈરવી તાલ ગજલ.

(ચંદ્રમુખીને એકલી છોડીને હું આવ્યો અહીં—એ ઢબ.)

ક્ષમા કરોને ભૂપ હો દારૂમાં બેહાલ થઈ,
રહી ન શુદ્ધ દેહની બેફામ થઈ પડી અહીં. ટેક.
કરીને મધપાન હું સુતી હતીજ જે ઘડી,
તુરતમાં દડી પડી પલંગમાંજ તે ઘડી. ૧
દેશળ બીચારો ઉભો તો નીશામાં ચકચુર થઈ,
બેશુદ્ધ થઈ તે પડયો પુરજોસ ઉરથી. ૨
નથી ક્રિયાપ્રિયાની કંઈતે જાણજો રાજન સહી.
તમ પ્રિતનીજ રીતમાં ભયભીત આજે હું થઈ. ૩

પ્રાણનાથ! એમાં એનો કાંઈ પણ વાંક નથી. મદ્ય ઘણો જલદ હોવાથી મને ઘણો નીસો ચડયો તેથી બેભાન થઈ ગઈ અને તેને પણ તેવી રીતે થયું છે; માટે કૃપા કરી અમને બન્નેને ક્ષમા કરો. (નમેછે)

**રાહખેંગાર**—(હસ્તે ચહેરે) એમાં તમારો કાંઈજ વાંક નથી.

### રાગ તાલ ગજલ.

(તેરા ફરમાન એ શાહા મેં બજાકે આતી હું એ–ઢબ.

નથી વાંક તુજ પ્રિયા શાને દીલગીરી કરે,
નકી વાંક આવ્યો છે દેશળકેરો નજરે. ૧
આવો પ્રાણ પ્રિયા તમે બેસો પાસ મારી અહીં,

રાખો દીલગીરી તો મારાજ સોગન છે સહી. ૨

પ્રાણપ્રિય ! તમે શા માટે શોકાતુર થાઓછો ? એમાં તમારો બીલકુલ દોષ નથી. એ દુષ્ટ દેશળે તમને વધારે મધ પાઈ જાણી બુજીનેજ બેશુદ્ધ કરેલ છે.

**શાણકદેવી**—સ્વામીનાથ ? આપના પ્રેમને હું આધીન છઊં, મારા ઉપર આપનો દ્રઢ સ્નેહ એટલો બધો છે કે તે કેહેવા હું શક્તિવાન નથી પરંતુ પ્રિય પતી ! હું અનુમાન કરૂં છઊં કે દેશળજી પણનિર્દોષ છે. પ્રાણાધાર ! તે ગમે તેમ હોય પણ મ્હારૂં ચિત્ત હાલ ઘણુંજ વિહ્વળ રહેછે. દીન દયાળ આપણા ઉપર કેમ દયા નથી કરતો, અને આપણા ઉપર ટંગાઇ રહેલું દુઃખનું વાદળું કેમ નથી વિખેરી નાંખતો? મ્હારા રમણીય કાન્ત ! આવા બારીક વખ્તે એક નિમિષ માત્ર પણ આપથી દુર રહેવા મ્હારૂં અંતઃકરણ ચોખી ના પાડેછે અને મન ઘણું ખેદ પામેછે.

### રાગ સારંગ તાલ ગજલ.

(બતઝદા ક્યા ખ્વાબ દીખાયા મેરે અલ્લા—એ ઢબ)

આપથી જુદું હવે મુજથી ના રહેવાય,
આપની જુદાઇથી સુખ સર્વ જાય. ટેક
વિયોગ આપનો પિયુ જે ઘડીથી થાય,
વારીવિનાની વેલ જેમ, તેમ મુજ દીલ સુકાય ૧
જાતું ને લડવા કદી કરોને ઉપાય.
પ્રાણથી જુદી હવે પ્યારી નહી થાય. ૨
પ્રિતમ પ્રેમ આપનો દીલ ન સમાય,

તેનીજ ખાતર પ્યારા હું જાવા ને દઊ ક્યાંય ૩
અર્જ દીન દાસી કેરી લેજો લક્ષમાંય,
દુઃખી કરો નહી મુજને કહું પડી તમપાય. ૪
દુઃખ જુદાઈનું કદી મુજથી ના સહેવાય,
પડશો વિખુટા જો તમે પાડીશ મ્હારીકાય. ૫
વિખુટા પડો નહી ચીત્ત એમ ચાહાય,
મારા સમ સાચું કહો, દીલ બહુ ગભરાય. ૬

**પ્રાણનાથ!** લડવા જશો તો ત્યાં, ફીચારીમાં જશો તો ત્યાં, મતલબ જ્યાં જ્યાં આપ પધારશો ત્યાં ત્યાં હું આપનીજ સાથે યોગ્ય પોશાક પેહેરી રહીસ. પણ આપથી કદી પણ જુદી નહી પડું માટે વાહાલા નાથ! ગમે તેમ કરી એ દુષ્ટને સમજાવો અને આ આફ્ત દુર કરો.

**રાહખેંગાર**—પ્રિયા! ધીરી થા. શા માટે અધીરી બનેછે? સાંભળ.

### રાગ બીલાવલ તાલ દાદરો.

( ચેનનાં પડે દર્શ પીયુ વીના રે. એ ઢબ. )

શાન્ત શાન્ત તું શાન્ત શાણી રે, શાને શોક, કર અશોક,
છે તે ફોક, મનને રોક, ડાહી છે તું રાણી રે શાન્ત.
નમન કરીયે અરીનેં સતી રે, લાજ જાય, ક્ષત્રી માંહ્ય;
દુખી થાય, દીલ ત્યાંહ્ય, લાજે મા નકીરે. નમન.
હીંમત હારવી નહીં ઘટે જરીરે, બનવું વીર, ધરીને ધીર;
મારીનેં તીર, મારવા મીર, જાય નાસી અરીરે. હીંમત.
પ્રેમ તાહારો પૂર્ણ છે પ્રિયારે, તુજ જુદાઈ, ના શેહેવાય;

દીલ દુખાય, સુખ હરાય, કરીશ કાંઈ ક્રિયા રે.
નહી તજું તુને પ્રાણ માહારી રે, તુંજ તન, તુંજ ધન;
તુંજ મન, તું રતન; આ દેહ તાહરી રે. નહી.

પ્રિયા ! દુશ્મનો સાથે નમી સલાહ કરવા જાઇએ તેમાં ક્ષત્રી જાતને. મહોટી ખોડ છે જો એમ કરીયે તો, જનુની લાજે, સ્વચ્છ પ્યારની ખાતર ક્ષત્રીવટ તજવી એ અનુચિતાં કહેવાય. તું જાણેછે તેવી રીતે ઘણાં વરષ થયાં તેઓ હેરાન થાયછે અને હજી થશે તો પણ તે કદી ફાવવાના નથી એમ તું ખાત્રીથી માન હું તને છોડીને કદી પણ જનાર નથી માટે શોક નકરવો. તું પણ ક્ષત્રી રાજ પુત્રી છે તેથી તારે પણ હીંમત રાખવીજ જોઇએ. કાયર થઇ આધીન થવું એ કૃત્ય શીવાય બીજુ કયું વધારે કલંક વાળું છે? નિર્મળ પ્રેમના ઝરણમાંથી અમૃત પાન કરનાર પ્રાણીઓને બીજા કશાની દરકાર રહેતી નથી, પરંતુ છેવટે તે હાની કારક છે. સુવદને ! હું તમને વચન આપું છઊં કે જ્યાં સુધી આ દેહમાં પ્રાણ છે ત્યાં સુધી તો તમને કદી પણ મારાથી વિખુટા કરવાનો નથી માટે નચીંત થાઓ.

**રાણીકદેવી**—સુખ કર! સૌભાગ્ય રક્ષક! આપનાં પ્રિતીમય વચનો સાંભળી મ્હારૂં હ્રદય શોકહર્ષ મિશ્રીત થયું છે. પરંતુ રજની ઘણી વિતિ છે માટે આપ આ સુખાસન ઉપર આરામ કરો, હું શેવા કરૂં.

**રાહખેંગાર**—નહીં નહીં પૂર્ણચંદ્રકળા ! તમેં પણ સુખે નીંદ્રા વશ થાઓ.

**રાણીકદેવી**—વિલાસી કાન્ત! એવું નહીં કહો. હું આપની શેવા કર્યા શિવાય કદીપણ સુવાની નથી.

**રાહખેંગાર**—પ્રીયા! તમારી મરજી ઉલ્લંઘન કરવા હું જરા પણ રાજી નથી. જો તમે એમજ રાજી છો, તો તેમ કરો.

( રાહખેંગાર પલંગ ઉપર આરામ કરેછે. )

**રાણીકદેવી**—( રાહખેંગારના પગ પોતાના ખોળામાં લઇ ચાંપેછે અને ગાયછે.

## રાગ સોરઠ તાલ પંજાબી ઠેકો.

સુખ સજ્જ્યામાં આજ, સુખથી પોઢો મારા નાથ. ટેક.
શર્ણ રહી કરૂં ચર્ણની શેવા, કર પંપાળું માથ. ૧
શ્રમિત થયા હશો સ્વામી મારા, કરી રાજનાં કાજ. ૨
કિંકરી કરથી કાય દબાવે, સુખ નિદ્રા લ્યો રાજ. ૩
સીત સુગંધિ વાયુ આવે, મિશ્રિત વાસ ગુલાબ. ૪
નિવ્રત્ત મનને કરજો વા'લા, છોડી આળ પંપાળ. ૫
દુઃસ્વપ્માં નહી આપને આવે, જાળ જગત જંજાળ. ૬
દાસિ ઉદાસી તજીને બેઠી, ઇચ્છે રેહેવા સાથ. ૭

ઉપર પ્રમાણે ગાતાં રાહખેંગાર નિદ્રાવશ થાયછે અને છેલી કડી ગાતાં રાણીકદેવી રાહખેંગારના કટી ભાગ ઉપર સુઈ જાયછે અને પડદાનો ઓટ આવેછે.

---

# પ્રવેશ ૨૨ મો.

## સ્થળ—મીનળદેવીનું ઘર. (મેહેલ)

પાત્ર—

**મીનળદેવી** રાહએંગારની બેન, સીધરાજની ભાભી.

**વીશળજી**—તેનો પુત્ર.

**દેશળજી**—વીશળજીનો ભાઈ.

**વીશળજી**—માતુશ્રી શેહેરના પશ્ચિમ ભાગમાં બનાવેલી મોટી વાવ તમે બરાબર જોઈ?

**મીનળદેવી**—પુત્ર! વાવ પુરેપુરી મેં જોઈ. અંદરનું પાણી નિર્મળ ને મીઠું છે, લોકોને જે ઉપકારનું કામ તેં કર્યું છે તે ઇશ્વર તારાપર હમેશાં રાજી રેહેશે અને શેહેરના તેમજ બાહારના આવતા મુસાફર લોકો પાણી પી તુંને આશીરવાદ દેશે. પણ પ્રિય પુત્ર! તારા કાકાના લશકરનું શું થયું? તેઓ ગિરનારની પવિત્ર ભૂમિ છોડી ગયા કે નહીં?

**વીશળજી**—માતુશ્રી! હજી સુધી તેઓ ગયા નથી તેમ જાએ તેમ લાગતું નથી. ગઈ કાલે એક નહીં સરખું યુદ્ધ થયું. કાકાનાં ઘણાં માણુસો મરાયાં તોપણ તે પોતાનો હઠ મુકતો નથી, અને મને લાગેછે કે કાલની ખુનરેજીથી તેની આશા નિષફળ થઈ હશેજ અને તેથી તે પોતાનો વિચાર બદલે તો તાજુબી નથી. આ પવિત્ર ક્ષેત્રના શિરોમણી રાજાને હરાવી કાકો પાટણ જાય એમ મને લાગતું નથી પછી તો જે ગિરનારી કરેતે સત્ય તો પણ સામેથી મારો ભાઇ આવેછે. મને લાગેછે કે તે કચેરીમાંથીજ આવતો

હશે એટલે વધારે વીગતથી જે સમાચાર હશે તે તે કેહેશે.
(દેશળજી દાખલ થઇ માતુશ્રીને વંદન કરતાં અશ્રુપાત કરેછે

(સમાલ તગ અઠાકો જરા સુનાતો સહીએ)

**મીનળદેવી**—

મુખનિસ્તેજ કરી કેમ પુત્ર આવ્યો અહીં
કહેને કારણ મુજને પુત્ર કાંઇ બનીયું તહી.
કર્યું અપમાન પુત્ર કોઈએ તારૂં આજ કેની
કરાવુ શિરછેદ આજ તેનો મને ભેદ દેની.
લડાઇ થઇને શુ દુશમનોનો જય થયો,
ભ્રાત મારો શું ઇશ્વર તણે ધામ ગયો.
દીલ મારે થાય બહુ કુવિચાર મને
જલદીથી કેને કારણ પુત્ર મારૂં દુખ સમે.

પ્રિય પુત્ર! તારૂં નિસ્તેજ મુખ કેમ થયું? તારૂં હર્ષિત મુખ જોઇ મારૂં દીલ હમેશાં પ્રફુલ્લિત રેહેછે. તું મારી પાસે હમેશાં યુદ્ધની ખબર દઇ મારૂં દીલ રંજન કરતો તે આજ એકાએક આવી મારી સમક્ષ વગર બોલે અશ્રુપાત કરેછે. તેથી મને વધારેને વધારે દુખ થાયછે મને ઘણા કુતર્કો થાયછે વાસ્તે જે ખરો બનાવ હોય તે મને યથા સુચિત કહે.

**દેશળજી**—માતુશ્રી.!

## રાગ ધનાશ્રી તાલ ગજલ.

દીશા હું કહું શું મારી, માતા હવે છું લાચારી,
જીંદગીની આવી વારી
મધ આજે આવ્યો સારો પાધો બહુ અમે હોશ ધારી.

આવ્યો તો ગુપ્ત બારી
મા મુજને હુકમ કીધો દારૂ પાવા મામી મારી
જીંદગીની આવી વારી
મામીને મે દારૂ આપ્યો, પીધો તેણે હોંશ ધરી
પછી બેભાને પડી.
દારૂએ બેફામ પડયો હું સુતીછે જ્યાં માંમી મારી.
જીંદગીની આવી વારી.
નીશામાં હું જાણું નહી. ચડયું મને ઘેન ભારી.
માંમાની આવી સ્વારી.
મારી માર કહી કુવચનો કાઢયો માડી મુજને બારી,
જીંગીની આવી વારી,
જાવ શેહેર બાહાર મુજને. હુકમ કીધો પાપી ધારી.
નથી ચુકયો માત મારી
સુઝે નહી કહીં રસ્તો, ગોતવી હવે કહી બારી,
જીંદગીંની આવી વારી.

માતુશ્રી ! શું કરૂં? આજરોજ ગુપ્ત રસ્તેથી દારૂ આવેલ તે અતિશય જલદ હોવાથી મે તથા મારા માંમા એ ખુબ વીધો અતિશય સરસ દારૂ ધારી મારા મામાએ મને મારી મામીને પાવા જવા આજ્ઞા કરી. મે બહુએ ના કહી પરંતુ તેના દીલમાં ન આવતાં મને જોરાવરીએ મેકલ્યો મામીએ દારૂ પીધો અને તેના અગણિત નીશાથી બેભાની અવસ્થામાં પલંગ ઉપર પડયાં. માતુશ્રી હું સત્ય પ્રતિજ્ઞાથી કહુંછઊં કે, આ વખ્તે મારૂં મગજ બી-

લકુલ ઠેકાણે ન હોવાથી અને એકાએક મગજમાં ચક્કર આવવાથી હું મારી મામી પર પડયો ફરીને ઉઠવાની મારામાં સતા ન રહી તેટલામાં એકાએક મામાની સ્વારી ત્યાં આગળ આવી. મને મારી મામી સાથે સુતેલો જોઇ એક લાત જોરથી મારી સાવધ કર્યો. મેં ઘણી ક્ષમા માગી પરંતુ તે લક્ષમાં ન લેતાં મને એકદમ શેહેર છોડવા આજ્ઞા કરીછે.

**મીનળદેવી**—પ્રીએ પુત્ર, તારા માંમાની મરજી અત્યારે એમ થઈ વાસ્તે જ્યારે આવો ખરાબ વિચાર તેના દીલમાં ઠશ્યો ત્યારે તારે લાજીમ છે કે થોડા દાહાડા બાહાર ગામ થઈ આવવું.

**વિશળજી**—( એકાએક વાતમાં. )

**રાગ પીલુ તાલ કેરબો.**

શું બોલે માંમો વેણુ, પેરી શું ? અમે ચોળી રે;
કેમ સાંખીએ વીપરીત કેણુ, પેરી શું ? અમે ચોળી રે.
જ્યારે કહી વીચારા વણુ વાત, પેરીશું ? અમે ચોળી રે;
ત્યારે કરવી તેની ઘાત, પેરી શું ? અમે ચોળી રે.
લડવું સામા થઈ એકવાર, પેરી શું ? અમે ચોળી રે;
જુવે મામો મારી તલવાર, પેરી શું ? અમે ચોળી રે.
શ્રીકૃષ્નને કંસનું જેમ, પેરી શું ? અમે ચોળી રે;
કરશે ભાણેજ માંમાનું તેમ, પેરી શું ? અમે ચોળી રે.

( અતી ગુસ્સાથી ) માતુશ્રી ! તમે એમ કેમ બોલોછો. શું તેના શેહેરમાં આપણે રહ્યા એટલે શું આપણને દબાવી મારશે ? શું સૌરાષ્ટનો મોટા મુલકનો તે ધણીછે. અને

આપણે એથી કાચા છઇએ ? આખો ગુજરાત આપણે ઘેર છે. જ્યાં ઈ રાજા થઈ પુરો તપાસ કર્યા વગર મારા ભાઇને એવા વિપરીત વેણુ બોલવાને શું તે યોગ્યછે ? ના, ના, કદી નહી. એની મોટી સત્તાથી આપણે ડરી જવું એ કદી બનવાનું નથીજ. જ્યારે તેજ આપણાથી દગો કરશે ત્યારે શું આપણે તેને આપણા હાથ ન દેખાડવા ! પ્રીય ભાઈ દેશળજી તારી દલગીરી તું દફે કર અને મારી સાથે ચાલ. તું નક્કી માન કે આપણે એ મામાને ભાણેજ વટ દેખાડશુંજ, અને તેમ કરવામાં કાંઈ અડચણ નથીજ, જુનો તોપણ પ્રસિદ્ધ દાખલો આપણે નવો કરી તેને ઓપદેવો. તે એકે, શ્રીકૃષ્ણ ભગવાને પોતાના મામાનો અન્યાય જોયો ત્યારે તેનો ઘાત કરવામાં જરા પણ દેર ન લગાડી માટે આપણે પણ, તેજ દાખલો રદયે લેવો જોઇયે. આપણે ક્ષત્રી પુતી છઈએ નથી વાણીયા કે બીજે બેશી જશું ? એમ કેમ થાય ચાલ સત્વરકર આપણે આપણા કાકા, સીધરાજ બાહાદુરને મળીએ અને તેની પણ યોગ્ય ગોઠવણ કરીયે. સીધરાજ આપણો કાકોછે, ગમે તેમ છે તોપણ એક લોહીછે અને આપણે જ્યારે તેને મળશું ત્યારે બેશક તે તેનું ધારેલું કામ પાર પાડશેજ અને હાલ તેને આપણું કામ છે વાસ્તે માન સહિત જવું એ વધારે સુખદાયકછે.

**મીનળ**—પુત્રો તમારૂં કેવું મને પણ ખરૂં લાગેછે મોમાં કોળીઓ ને માથે માર એ ઠીક નહી. ખચીત તમારો કાકો તમને મદદ દેશેજ વાસ્તે તાકીદે તમે તેને મળો અને

ગુપ્ત રીતે શેહેરમાં આવો. ભાઇના મનમાં ભરમ આવ્યો અને તેની દ્રષ્ટી ખોટી થઇ પોતાના બાળકસમ જે બાળકને રાખતો તેને માથે તેણે જુઠો આરોપ મુકયો તે ઉપરથીજ મને માલુમ થાયછે કે, ભાઇની બુદ્ધિ ભ્રષ્ટ થઈ અને તેને માથે અમી વૃષ્ઠી કરનાર દેવી અંબીકા અને ગુરૂદત્તાત્રીની પૂર્ણ કૃપા હવે તુટી વાસ્તે પુત્રો તમે જાઓ મારી આજ્ઞાછે.

**બન્નેપુત્રો**—તમારો આશીરવાદ શીરપર ચડાવી અમે જઇએ છઈએ.

( તેઓ જાયછે. )

———o*o———

# પ્રવેશ ૨૩ મો.

## સ્થળ—રસ્તો.

**પાત્ર**—

**દેશળજી**—તથા વીસળજી, દુદો તથા હમીર.

**દેશળજી**—( જુનાગઢના ) કીલ્લા નજીક જતો મન સાથે વિચાર કરતો ચાલ્યો જાયછે. )

આહાહાહા !! હે ઈશ્વર ! તારી ગહન ગતિ છે; આજ દિવસ સુધી જે ઉમંગ મારા મનમાં હતો, તે બધો કોણ જાણે ક્યાંએ જતો રહ્યો ? હું જે તદન નિરઅપરાધી છઊં, તેને માથે આજે કેવડો મ્હોટો ગુન્હો આવી પડયો છે ! માંમાએ મારૂં અપમાન કર્યું. એટલુંજ નહી પણ મને શેહેર

છોડવા સખ્ત આજ્ઞા કરી છે. અરે જીવ! શું કરૂં? પીતા તુલ્ય પવિત્ર મામાને છોડી જવા. અરે! એટલુંજ નહીં પણ ભાઇની અને માતુશ્રીની સલાહ પ્રમાણે તેને પારપત કરાવવા યોજના કરવી? ધીઃકાર! ધીઃકાર!! આ જીંદગીને એ પણ કદી જો આમ ન કરૂં, અને અપમાન સહન કરૂં તો ક્ષત્રીને ખોટ. ત્યારે શું આમ વિશ્વાસઘાત કરવામાં નહી? અરે પ્રભુ! હું મ્હોટી મુસીબતમાં આવી પડયો, શું કરવું તે મને સુઝતું નથી. ચાલ જીવ જે થવાનું હશે તે થશે, પણ હાલ તો ભાઇની સલાહ પ્રમાણેજ કરૂં. અરે! જે રાણીકદેવી માટે હજારો મુસીબતો સહન કરી જય મેળવ્યો, તેજ આ વખ્તે દુઃખનું કારણ રૂપ થઈ પડી. જેની સામે હું ખરી શૂરવીરતાથી લડતો, અને જેને મેં પાયમાલ કરી નાંખ્યો, તેનેજ શરણેં જઈ માથું નમાવવું? હાય! નસીબ!! અરે જ્યારે હું કપટથી શેહેરમાં સિધ્ધરાજને દાખલ કરીશ ત્યારે હાહાકાર વર્ત્તશે, સૌરાષ્ટ્રનો સૂર્ય અસ્ત થશે, દેશ પાયમાલ થશે, શેહેરમાં કેર વર્ત્તશે, નિર્દોષ બાળક રક્ષક વિનાનાં રઝળશે, નિરાધાર અબળાઓ ધણીવગરની રખડશે, વૃદ્ધ વિધવાઓ પોષણ કરનાર ભોળી પુત્રો ખોશે, જીવથી વાહાલી વસ્તુઓનો પરદેશીઓ છુટથી ઉપભોગ લેશે, અને આ સુશોભિત સૌરાષ્ટ્ર બાગ વૈર રૂપી દાવાનળથી બળી જળી ખાખ થશે. આ તમામનો કર્ત્તા કોણ? હું; અને મને આવી સ્થિતિમાં લાવનાર કોણ? દારૂ. આ બધો વિચાર કરૂં છઊં, પણ મન સ્થિર રેહેતું નથી. અપમાનના

અસહ્ય દુઃખથી પેદા થએલો વૈરનો ઝનુંની ભુત, પોતાનું કામ પાર પડશે ત્યારેજ શાન્ત થશે. (જુસ્સો) અને તેમ થવુંજ જોઇએ; મરવું એક વખ્ત છેજ. દબાએલા રહેવાથી શું ફાયદો? દાસપણાની માફક અપમાનના ઓહોળા વેહેનમાં જીંદગી ગુજારવી એ શું ઉચિત છે? કદીજ નહી. ચાલો હવે એ સંકલ્પ વિકલ્પ છોડીદ્યો, દરવાજે આવ્યો માટે સ્વકાર્ય સાધ્ય બનું (દુદા તથા હમીર પાસે જઈને.) કેમ દુદા ભાઇ! આજ તો કાંઈ દુશ્મનોનો ઉપદ્રવ તો નથી કે?

**દુદો**—ના રે ભાઇ! એ શું બોલોસો. પેલોદી ઝગ મસ્યું તું, આ તેદી કેડે કોઈએ ચેં-કે ચું કર્યું નથી.

**હમીર**—ને વળી કરે તે કેમ! તે દી કેટલાની લોથુ લઇ ગયા સેંપાવળીયા માંડવા પાણા પણ નૈ જડે. ભાઈ આપણે દેવીનો હાથ સે ને? એમ કોઈના ખાધા બાધા જાયેં તેમ નથી હો.

**દુદો**—એ તો બધો એનોજ પરતાપ સે ને, નીકર વળી આજ અગીયાર વરહ થયાં તોયપણ એક કાંકરી પણ ખઈ નથી, ને આપણા જુવાનોમાંથી કોઈને પણ છોઈવટ થયો નથી. દેહળજી ભાઈ! એતો મારાજા રા ને તમે હુરવીર સો. નીતર કોની માએ શેરહુંઠ ખાધી સે, જે આ દમ ખમે?

**દેશળજી**—દુદાભાઈ! તમે બધા સારાં માણસ છો તે એમજ બોલો. અને તમને ઘટે પણ એજ, બાકી કાંઈ એક હાથે થાયછે? તમે બધા બહુ બાહાદુર છો અને રાત

દિવસ બહુજ મેહેનતથી નોકરી કરોછો કારણ કે આ દ-રવાજો તો મોખરાનો છે, તેજ તમેજ સાચવી શકો, બી-જાનો તો વિશ્વાસજ ન આવે.

**દુદો**—હા બા હા. હાચું કહ્યું, અમે જેનું નમક ખાઇએ સઇએ તેનાજ સઇએ તે નમકહરામી થાઇએ તો જીવ-ડા પડે ને ?

**દેશળજી**—બરોબર છે. મામા પણ તમારાં બહુ વ-ખાણ કર્યા કરેછે, તેમ મને વખ્તોવખ્ત કહેછે કે "દુ-દાભાઇને અને હમીરભાઇને અફીણ વગેરે તમામ બાબતથી ખુશી રાખજે" પણ (જરા હસીને) તમે જાણોછો ને, કે કામની બહુજ વ્યવસાઇ એટલે ભુલી જવાય. આજ તો આ દરવાજે જરૂરનું કામછે એટલે અવાણું, નહીંતો આ-ખો દિવસ અને રાત હજુરમાં અને કિલ્લે બંધી કરવામાં રોકાવું પડેછે, જરા પણ ફુરસદ મળતી નથી.

**દુદો**—હાચું બા હાચું ! ફુરહદ તે ક્યાંથી મળે ? બધું કમઠાણુજ તમારા ઉપર રહ્યુંને.

**હમીર**—ને વળી રા મહારાજને ઘડી પણ ભાઇ વગર રેડ નઇ ને ?

**દુદો**—રેડે તે ક્યાંથી ? હમીર ! હું દેવીના હમ ખાઇને કહું સું જે, ભાઇ વગર રાને એકૂણ પણ ન ઉગે લે.

**હમીર**—દેશળજી ભાઇ ! રાની તમારા ઉપર બૌ મેર-બાની સે હો ! ને અમારા ઉપર રાની અને તમારી બે-ની કીરપા સે, તો મોજુ કરીયેં સઇએ, ને તમને દુવા

દઇએ સઈએ, દહમનોનો ભાર નથી કે, આંગળી સીધી હકે. ભલેને અગીયાર હો વરહ લગણ લડે.

**દેશળજી**—એ તો તમારી ખાલી છે. પરંતુ મામા માટે અને તમારે સૌને માટે જે ઉમદું અફીણ મગાવ્યું હતું, તે આજે માળવેથી આવવાનું છે; તેને દુશ્મન લોકો હરકત ન કરે તેમ ગુપ્ત લઈ આવવા મામાનો હુકમ છે, તેથી હું બાહાર જાઊં છઊં તે રાત્રીને વખ્તે લાવી શું મોડો વેલો આવું તો બાર તુરત ઉઘાડજો.

**દુદો**—એ હું બોલ્યા બાપજી? કાળીરાતે જે વખતે કેહો તે વખતે ઉઘાડશું અમે તો આખી રાત ડુંઘો ટકાવીને બેઠા સઇએ. પણ દેહળજી ભાઈ; પાસ સ દાણકી એફણ આવ્યું ઇતો પેલી ગુપ્ત બારીયેથી આવ્યું ને આજુ એસે આણી મગ કેમ આવ્યું ભલા?

**દેશળજી**—દુદાભાઈ! પાંચ છ વખત જે અફીણ આવ્યું તે થોડું થોડું આવ્યું, અને તેથી વારંમવાર મગાવવાની તડખડ પડેછે; ને વળી દુશ્મનોનો હંગામ છે તે વખ્તે પડાવે, ને આપણી પાસે સીલકમાં ન હોય તો હેરાન થાવું પડે, આ વખ્તે મામાએ વિચાર કરીને સામટી મોડી મગાવી છે; માટેજ આ દરવાજે આવશે.

**દુદો**—હા બા હા, એફણ વગર તો એક ઘડી પણ ન સાલે. મરીજ જાયેં.

**હમીર**—દેશળજી ભાઈ! ભેગો આવું? બાહારનો મામલો સે.

**દેશળજી**—નાના કાંઇ જરૂર નથી, ગુપ્ત લાવવું છે તેથી ઘણા જણનું કામ નહીં અમે બન્ને ભાઇઓ બસ છઇએ પોઠો બાહાર આવી છે તેને રાત્રીને વખ્તે ફેરવી કોઈ નહીં જાણે એમ લઈ આવીશ.

**દુદો**—એમ ભાઇ બૌ ખબડદાર સે કેતું પડે તેમ નથી, તોપણ ભાઇ સંભાળજો હો?

**દેશળજી**—કાંઇ ફીકર નહી. લ્યો ત્યારે હું જાઊં છઊં સો હુશીયારીથી રેહેજો.

**દુદો**—બૌ કાજુ બા.

(દેશળજી જાયછે અને દરવાણી દરવાજો બંધ કરી બેસેછે.)

# अंक बीजो.

## પ્રવેશ ૧ લો.

**સ્થળ**—સિદ્ધરાજની છાવણી.

**પાત્ર**—

સિદ્ધરાજ, દેશળજી, સીપાઈ.

**સીપાઇ**—ઇસ રાતકી બખત કોન કમબખત શેહેર મેંસેં એકીલા ઈસ તરફ આતા હે? માલુમ નહી હે કે યહ સિદ્ધરાજ બાહાદુરકા તંબુ હે જલદીસેં જવાબ દેનાં ચાહીયેં નહીંતર ગોલીસેં આદર કરનેકી ફરજ હોગી. કોન હે તુમ? જલદી બોલો.

**દેશળજી**—ઇતના જાસતી બોલનેકા ઓર ખાલી મગઝ ફીરાનેકા જરૂર નહી હે; મેં ઇદર ઠેરતા હું, બેહેતર હે કે અંદર જા કે માહારાજાસેં બોલો કે "આપકા ભતીજા દેશળજી એકીલાઇ આનેકું મંગતા હે, ઓર બહુત જરૂરકામ હે"

**સીપાઇ**—(સીપાઇ બીજા સીપાઇને ભલામણ કરી જાયછે અને સદ્ધિરાજ પાસે આવીને) માહારાજા! હુકમ હોય તો અરજ કરૂં.

**સિદ્ધરાજ**—બા ખુશીસેં.

**સિપાઇ**—હજુર! તંબુ કે તીસરે પહેરેપર કોઇ દેશળજી કરકે આયાહે ઓર બોલતા હે કે મેં માહારાજકા ભતીજા હું ઓર બહુત જરૂરકા કામ હે; હુકમ હોવે તો આનેંદઊં.-

**સિદ્ધરાજ**—(વિચાર કરીને) બેહેતર હે કે ઉસકુ આનેદો; લેકીન સમાલનાં કે કુછ બી હથીયાર સાથ રખનેકુ નહીં પાવે.

**સીપાઇ**—કુછ ફીકર નહીં હજુર! (દેશળજી પાસે આવીને) દેખો દેશળજી! તુમકું અંદર જાનેકા હુકમ તો હો ગયા હે લેકીન તુમારે સબ હથીયાર ઈદર રખનેકા હજુરકા ખાસ હુકમ હે સો તુમ ઇધર રખદો.

**દેશળજી**—હથીયાર રખનેસેં કુછ હરકત નહીં હે તોબી જૈસા હજુરકા હુકમકા મેં ભી સીર સાબત કરતા હું (હથીયાર છોડીને) લો યે સબ હથીયાર તુમ સમાલનાં. (એમ કહી સીદ્દરાજ પાસે જઈ માથું નીચુ નમાવી ઉભો રહેછે.)

**સિદ્ધરાજ**—કેમ દેશળજીભાઈ! આજ તો ઘણે વરસે કાકાની સંભાળ લીધી? જુવાન છો ભાઈ! અમારી વૃદ્ધની શેની સંભાળ લ્યો! દીલગીર શા માટે થાઓછો? એ તો હોય, એમાં શું? વિયોગ તો વેઠવો પડે; ઘણે દિવસે ભેગા થઈએ તે હરખનાં આંસુ આવે એમ રીત છે. (જરાવાર ઠેરીને દેશળજી નથી બોલતો તેથી) ભાઈ! ખરી હકીકત કહેતાં શા માટે સંકોચાય છે? કોઈ વાતનો મનમાં અંદેશો ન લાવવો. જેમ તું કહીશ તેમ કરવા તૈયાર છઊં; તું જાણે છે તેમ મારે તો સર્વ તુંજ છે અને જે કરૂં છઉં તે તારેજ માટે કરૂં છઊં. મ્હારી હયાતીમાં અને પછી ગાદીનો વારસ તું શીવાય કોઇ છેજ નહીં. ત્યારે શરમ શી રાખવી? જે દુઃખ હોય તે તુરત કહી નાંખો કે તેનો સત્વર ઉપાય કરીયે.

**દેશળજી**—(રડતો રડતો)

## રાગ—બિહાગ, તાલ—લાવણી.

(ખુશરહો સનમજા—એ ઢબ)

કહું વાત મારી શું આજ કર્મની કહાણી,
થઈ શુદ્ધબુદ્ધસર્વે લોપ મત મુંઝાણી;
કરી ઘણાં વર્ષ મેં શેવ મામાની પ્રીતેં,
લડ્યો આપ સાથ હું ખરે વૈરીની રીતેં. ૧
એ સર્વ ગયું મુજ ફોક રીસ થઇ ગાઢી,
એક સહજ બાબતમાં મામે મુક્યો છે કાઢી;
નવ પુછ્યું ગાછ્યું નવ કર્યો કાંઈ તપાસ,

કર્યો વચન આંણુથી ખરે મને નીરાશ. ૨
મન, ક્રમ, વચનેથી મામી જાણું માત,
તે કારણ મામે મારી જોરથી લાત;
મેં કરી વિનતી તે નવ લીધી ધ્યાન,
કરગરતાં મારૂં કર્યુ તેણે અપમાન. ૩
એ સર્વ દુઃખથી આવ્યો છઊં હું આંહી,
હવે વૈર લેવાની થઇ છે બહુ અધીરાઇ;
છો આપ મુરબ્બી એમ સર્વ તો ભાંખે,
કદી છોરૂ કછોરૂ થાય વડીલતે સાંખે,
હવે રાખી આપને શરણ દુઃખતો ટાળો,
"શરણાગત નિર્ભય" ધર્મ આપતો પાળો. ૪

વડીલશ્રી! આજ દિવસ સુધી આપથી અનુચિત રહી મેં મારા મામાની જે સેવા કરી છે તેથી આપ તદન વાકેફ છો. તેના બદલામાં મને આપ બુરી દશાએ પહોચેલો જુઓ છો. ઇતફાક એવો બન્યો કે, ગઈ કાલ રાત્રિયે દેશાવરથી ઘણોજ સરસ મદ્ય આવેલ તે અમે સર્વ પુરૂપ વર્ગે ખુશી ગુજારવા પીધો; બાદ મારા મામાએ મને આજ્ઞા કરી કે "આ સુંદર મદ્ય તારી મામીને પાઈ આવ" આ વખતે હું નીશામાં પુર ઘેરાએલો હતો, તે એટલી હદ સુધી કે મારી દેહનું પણ મને ભાન નહી હતું; અને તેથી કરી મેં તેમ કરવા ઘણી આનાકાની કરી, તો પણ મામાએ તે લક્ષમાં ન લેતાં મને ત્યાં જવા સખ્ત આજ્ઞા કરી. મારે લાચારીયે તે હુકમને તાબે થવું પડ્યું. શયન ગૃહમાં

જાઈ તે મદ્ય મારી મામીને આપ્યો, એ પણ મને સ્વપ્ના સરખું સાંભરે છે ત્યારબાદ અમને બન્નેને એક પલંગ ઉપરજ પડેલાં જોઈ, મારા મામાએ તરવારનો સખત ઝટકો કે જે સારા નશીએ પલંગના પાયાને વાગી પાયો પલંગથી જુદો પડ્યો તેથીજ અમે બન્ને ભયભીત થઈ જાગી ઉઠયાં એજ માલુમ પડયું. પલંગમાં અમે બન્ને કેવી રીતે આવી પડયાં તેની બીલકુલ મને ખબર નથી, એમ હું આપને ચર્ણે હાથ મુંકી કહુ છઊં. ઉપરના શક પડતા દેખાવ ઉપરથી મારા મામાએ કાંઈ પણ તપાસ ન કરતાં મારૂં બેહદ અપમાન કર્યું તે સાથે મને સખ્ત શીક્ષા કરી નિર્દોષ છતાં જ્યારે આવી હાલતમાં આવી પડ્યો ત્યારે મારી માતુશ્રી અને ભાઈની સલાહથી તે મદાંધનો મદ ઉતારવા આપનું શરણ લેવું પડયું. મને આશા છે કે આપના કામમાં મદદ કરી તે હું પાર ઉતારીશ અને તેના બદલામાં આપ મ્હારૂં પુત્ર તુલ્ય રક્ષણ કરશો. (નીચું ઘાલી બેસેછે.)

**સિદ્ધરાજ**—(સ્વગત) હવે શી રીતે કરવું? આવા વિશ્વાસઘાતી મનુષ્યને પાસે રાખી આશ્રય આપવો એ પરિણામે અશુભ છે, પરંતુ આને આશ્રય આપવામાં મારૂં પણ શ્રેય છે મને યાદ છે કે,—

**यस्माच्च प्रिय मिच्छेत तस्य ब्रूयात् सदा प्रियम् ॥**
**व्याधो मृगयावधार्थी तु गीतं गायति सुस्वरम् ॥१॥**

ત્યારે મ્હારૂં કાર્ય સિદ્ધ કરવાને હાલ તો તેને દીલાસો

કેદ પાસે રાખું આગળ ઉપર જેમ યોગ્ય લાગશે તેમ ક-રીશ. ( ચાસન ) ભાઇ દેશળજી ! તું કાંઈપણ અંદેશો રાખીશ નહી, મેં તુને પ્રથમ કહેલું છે કે આ સર્વ તારૂંજ છે એમ તું સમજ. તારે મનમાં જરા પણ સકોચાવું નહી, કારણ આજસુધી તું બાળક હતો તેથી મોસાળ રહ્યો અને તેથી તુંને સ્વભાવિક રીતે મોસાળ ઉપર પ્રિતી હોયજ; એ-માં મને કાંઇપણ માઠું લાગવાનું નથી અને લાગ્યું પણ નથી. મેં પેહેલેથીજ વિચાર કરી રાખ્યો હતો કે જ્યારે સૌરાષ્ટ્ર સર કરીશ ત્યારે ત્યાંની ગાદી દેશળજીનેજ સોંપીશ, કારણ મારાથી તો ગુજરાતનું મ્હોટું રાજ રેઢું મુકી આં-હીં રેહેવાય નહી, ત્યારે આ સૌરાષ્ટ્ર જેવો પાહાડી મુલક પણ તું શીવાય કોઇ સાચવવાને લાયક હોય એમ પણ મને લાગ્યું નહી, તેથી મેં એજ વિચાર સિદ્ધ કરી રાખ્યો હતો. હવે ઠીક થયું કે તું મળ્યો. સવારે સર્વ લશકરને તારે શ્વાધીન કરી હું હવે નીરાંતે આરામ લઇશ. તું જ્યા-રે ફતેહ કરી સૌરાષ્ટ્રની ગાદી ઉપર બેસી વિજયની ધ્વજા ચડાવીશ તે જોઇ, હર્ષીત મને તને પોશાક આપી બેફીકર થઇ દેશમાં જઇશ.

**દેશળજી**—કાકા ! એમ આપ તદન જીવ કાઢી નાંખો અને તમામ લશ્કર મને સોંપી આપો તેમાં આપણે કદી પણ ફતેહ પામીયે નહી, હું આપને કેટલીક યુક્તિઓ બ-તાવીશ, અને તે પાર પાડવા માટે આપે છેવટ સુધી મદદ કરવી જોઇશે.

**સિદ્ધરાજ**—તો તેમ કરવા આપણી ના નથી. પણ ભાઇ દેશળજી ! તે યુક્તિ શું ?

**દેશળજી**—યુક્તિ એટલીજ કે, હું દરવાજે વાત કરી આવ્યો છઊં કે, હું અફીણની પોઠો લેવાને જાઊં છઊં તે જે વખત પોઠો લઈ આવું તે વખત ઉઘાડજો; તેથી આપણે આશરે સો પોઠો તૈયાર કરાવી તેમાં બબે આદમીઓને હથિયારબંધ સીવી લેવાં અને દરવાજાની અંદર જઇ તમામ જણોએ નીસરી દરવાણીયોને અને દરવાજા પાસે જે જુજ લશ્કર છે તેને કતલ કરી નાંખવું, એટલામાં પાછળથી તમામ લશ્કર આવી પહોંચે એવો બંદોબસ્ત કરવો એટલે તમામ મળી ખેંગારનો મેહેલ કબજ કરી લઇશું. મને ખાત્રી છે કે મારો મામો કદી નાશી જાય તેવો નથી. તે ચોકસ નીચે આવી લડશે, અને તેમાં તે મરાશે કારણ કે કીલ્લાની અંદર ઝાઝું લશ્કર નથી; અને એક તે આપણા બોહોળા સૈન્ય સાથે ક્યાંહાં સુધી ટકશે. જો આપણે આ પોઠોની યુક્તિ ન કરીયે અને કદી દરવાણીઓને ખબર પડી જાય ને તેઓ દરવાજા ન ઉઘાડે તો સેંકડો વર્ષ સુધી પણ આપણું કાંઈ ન વળે.

**સિદ્ધરાજ**—વાહ વાહ ! ધન્ય છે ! ભાઈ દેશળજી! ત્યારે તો આપણે કાલે રાત્રીયેજ જઈશું હું સવારે ઉઠી સર્વ બંદોબસ્ત કરીશ. તું હવે આ મારી પાસેના પલંગ ઉપર આરામ લે.

( સૌ સુઇ જાયછે. )

---

# પ્રવેશ ૨ જો.

## સ્થળ—ઉપરકોટનો દરવાજો.

**પાત્ર—**

દેશળજી, દુદો, હમીર; નુરખાં તથા માણુસો લાદેલા પોઠીયા અને પાછળથી સિદ્ધરાજ વગેરે તમામ લશ્કર.

**દેશળજી**—( દરવાજાપાસેં આવીને ) દુદાભાઇ ! એ દુદાભાઈ! દરવાજા ઉઘાડો.

**દુદો**—કોણુભાઇ દેશળજી કે ?

**દેશળજી**—હા એતો હું દેશળજી, અફીણુના પોઠીયા લઈ આવ્યોછઊં.

**દુદો**—ભલે ભલે બા. લ્યો ઉઘાડીયે. ( એમ કહી દરવાજો ઉઘાડે છે અને એક પછી એક સર્વ પોઠીયા અંદર દાખલ થાયછે. )

**હમીર**—દેશળજીભાઇ ! આજુ બેલે તો પોઠીયા પણુ મોટા જણાયસે ને, માંય એફ્ણુના ગોટા પણુ માણુહના માથા જેવા લાગેસે.

**દેશળજી**—બરોબર આ વખતનું અફીણુ ઘણું ઉમદુ છે; ને છે પણુ વધારે. લ્યો હું જરા આગળ જઇ પોઠીયાને કોઠારને રસ્તે હંકરાવું:

( એમ કહી આગળ જાયછે. )

**નુરખાં—અબે અફીણુયે ! ઈસમે કુછ શક લગતા હે ક્યું કે યે છાંટમે કુછ હલતા હે દેખોતો સહી.**

**હમીર**—હવે એમાં શક તે હાનો ! લેને જરા તકાહી જોઊ ( એમ કહી એક છાંટમાં ભાલું મારેછે કે તુરત લોહીની ધાર થાયછે તેથી ચમકીને ) દુદા ! દગો-દગો-દગો.

**નુરખાં**—દગા દગા ક્યા પુકારતેહો, આગું તો લશકર નીકલ પડા, અબ દેખતેહો ક્યા ?

**દેશળજી**—( ખુલ્લી તરવારે નજીક આવીને ) આવી જાઓ બેટાજી ! હવે શું જુઓછો ? ઘણા દિવસ સુધી બેઠાં બેઠાં ખીચડી ખાધી; પણ આજ તમારૂં અને તમારા હીમાઇતી બન્નેનું માથું કાપીશ.

---

# પ્રવેશ ૩ જો.

## સ્થળ—જુનાગઢ મધ્યેનો એક વીશાળ ચોક અને ખેંગારનું સયનગ્રહ.

( એકાએક શોરબકોર સાંભળી રાહખેંગાર પોતાના મેહેલની અંદર નીદ્રામાં હતો તે એકાએક જાગી ઉઠે છે અને પોતાની પ્રીયા પ્રત્યે કહેછે. )

**રાહખેંગાર**—અરે ! આટલું બધું તોફાનશું ? દુશ્મનો કીલ્લાની અંદર દાખલ થયા પ્રીયા ?

રાગ—કામણ દીસેછે અલબેલા તારી આંખમાંરે.

પ્રાયા દીયોરજા ક્ષત્રી રીતી ધારીનેરે, વાત વીચારીનેરે ટેક.
ગુર્જરના મહીપતીએ આવી, વગર લડે તે ગયોછે ફાવી;
દળ લાવીને ઘેરી તેણે બારીનેરે. પ્રાયા. વાત. ૧

નગરકોટ ઘેરયોછે તેણે, ચાલુ કીધી તોપો એણે;
દીઓ રજા હું આવી જલદી મારીનેરે. પ્રીયા. વાત. ૨
વસ્તીને પીડેછે રાજા, નથી રાખતો કોઇની માજા;
જાણી હું પ્રીયા હું વસ્તી, દુખ દીલ ધારીનેરે. પ્રીયા. વાત. ૩
જીત મેળવી જલદી આવું, સોરઠ સાથે ગુર્જર લાવું;
લાજ આપણી હાથ ગુરૂ ગીરનારીનેરે. પ્રીયા. વાત. ૪
કદી પડ્યો હું રણમાં નીશ્ચે, સ્વર્ગ જવુંછે મારે પ્રીતે;
સાચવજે બે પુત્રો, પ્રાણ ધારીને. પ્રીયા. વાત. ૫

**રાણીકદેવી**—પ્રાણનાથ.

**રાગ હીંદુસ્તાનની બારમાશી.**

(હમકુ છાંડ ચલે બનમાહુ)

નહીંરે જાવા દઉં નાથ અહીંઆંથી,
મુજથી વીખુટા ન પડવા દઉંરે. ટેક.
સૈન્ય નથી કંઇ બળીયું આપણું,
દુશ્મન તો નહીં ફાવવા દેરે;
વણરે મોતે નહીં મરીએ નાથજી,
પ્રથમ મુજને મરવા દીયોરે. ૨
સત્વર અહીંથી નાશીને જઇએ,
ગુરૂ ગિરનારની ગુફામાંરે;
ફળતરૂ જળનો અહાર કરીને,
મુજ બાળકને જાળવવાંરે. ૩
રાજપાટ જો જાએ ભલે પણ,
તમને નહીં હું જાવાદઉંરે;

પ્રીતની રીતમાં કીમત એની,
નથી કંઈ પ્રીતમ મુજ મનમાંરે. ૪

પ્રાણુનાથ બળીષ્ટ દુશ્મનોની સાથે હરીફાઈ કરવામાં બીલકુલ ફાયદો છે નહીં, આપણું રાજ ક્યાં અને તેનું રાજ ક્યાં ! દુશ્મનનું લશ્કર એટલું બધુંછે કે તેની સામું આપણું સૈન્ય એક ઘડીભર પણ ટકવાનું નથી, જ્યાં સુધી આપણા કીલ્લાની આડચ હતી અને દુશ્મનનું સૈન્ય કીલાની બહાર હતું ત્યાં સુધી આપણે તેનું ફાવવા દેતા નહીં પણ હવે તે દુષ્ટો મેહેલની લગભગ આવી પુગ્યા છે. અને ગંજાવર તોપોના મારા શરૂ કર્યાછે—મારા શરૂ કરયા છે એટલુંજ નહીં પણ આપણી સૈન્યજીત લીલમ અને કડા નાળ પણ તેઓના હાથમાં ગઇછે, માટે હે સભાગ્ય રક્ષક કૃપા કરીને આ ગરીબ દાસીની વિનતી ધ્યાન લઈ યુધ્ય કરવા ન જાઓ તો સારૂં પ્રાણુનાથ? ( રૂદન કરેછે ) અને તેમ છતાં આપનો યુધ કરવાનો અતીશય આગ્રહ હોય તો આ દાશીને પણ સાથે લઈ જશો કે આપની અર્ધાંગના આપના દારૂણ યુધમાં અર્ધ ભાગે રહી. દુશ્મનોને મારા હાથ બતાવી યુધમાં અમર કીર્તી મેળવી મારી જનુનીને જેમ આપું; પરંતુ જ્યાં સુધી આમ બેમાનુ એકે કબુલ નહીં કરો ત્યાં સુધી હું આપને અહીંથી આગળ જવા નહીં દઊં ! નાથ?

**રાહખેંગાર**—પ્યારી સુવદના, શશીવદની, આવા બારીક સમામાં શૂરાને શૂર દેવાને બદલે આવા ભીરૂ જેવા

શબ્દ કાઢી મને શા માટે બાળેછે; શું તે તુને લાઝીમ છે; તેં સાંભળ્યું હશેજકે, પ્રીયા કે આગળની ક્ષત્રાણીઓ પોતાના પ્રીયતમને રણક્ષેત્રણાં જવા કેટલા આનંદથી રજા દેતી, વળી તને યાદ હોવુંજ જોઇએ, વાહાલી બાળમુગ્ધા, કે જે દાખલો પ્રાચીન વખતથી ચાલ્યો આવેછે કે જે—

જનની જણ તો ભક્ત જણ, કાં દાતા કાં સુર;
નહીંતર રે'જે વાંઝણી, પણ ન ગમાવીશ નુર.

માટે દુશ્મન સાથે યુધ કરવા તેને મારા પુરેપુરા હાથ દેખાડવા મને તાકીદથી અને સહ આનંદીત મુખડે રજા દે, જોકે અગીયાર વરસના લાંબા અરસામાં મારે અને તેને કીંચીત વખ્તે લડાઈ થાય પણ તે નહીં જેવીજ, આજનો વખ્ત હવે જુદોજ છે. તેનું બળવાન શૈન્ય આપણને શું કરવાનું છે શું એક કીડી મોટા બળવાન હાથીનો નાશ ક્ષણવારમાં નહીં કરે ? મોટી ગંજાવર ગંજી સળગાવવા ફક્ત એક અગ્નીના તણખાનુંજ કામછે તેમજ સીધરાજના મોટા સૈન્યનો ધાણ વાળવામાં એક ફક્ત હુંજ બસછું પ્રીયા, તારૂં પણ તેમાં કામ નહીં. અવશ્ય કદાપી તુને પણ સાથે લઈ જવા હું વીચારૂં પણ તેમાં એક બાબતનો વાંધો આવેછે અને તે એ કે કદાપી દૈવ્યકોપથી મારી હાર થાય અને આ નાશવંત દેહ પોતાની ફરજ અદા કરવામાં પેદા કરનારની પાસે જાય તો વાંસેથી આપણા બંને વાહાલા પુત્રોનું રક્ષણ કરી યોગ્ય પ્રસંગે વેર લેવાનું જો તમે અહીં રહો તોજ બને; માટે પ્રીયા તમારા ધર્મ પ્રમાણે કદાચને

છેવટનું મારૂં વચન માન્ય કરવાની તમારી ફરજ અને ભુષણ છે. જેથી સાથે લેઈ જવા મારૂ મન કબુલ કરતું નથી.

( આમ છતાં પણ રાણીક દેવી પોતાના પતીનો પાલવ ઝાલી ઉભી રેહેછે અને કેહેછે.

## રાગ સારંગ–તાલ દીપચંદી.

( છોડો છોડો રાય કેસનેરે દાશી જાણેને આપ )

**રાણીકદેવી—**

( હાથ જોડીને ) સ્વામી મારારે સુલક્ષણા, જોડુ આપને હાથ,
કરગરી કરૂં હું નાથજી, લ્યોને મુજને સાથ. સ્વામી.

**રાહખેગાર—**

પ્યારી રહો ધૈર્ય ધારીને, રટો ઇશનું નામ;
જેર કરીશ હું વેરીને, કરશું આપણું કામ. પ્યારી.

**રાણીક૦—**

સાથે રહી લડું હોંશથીરે, નહીં જીવની આશ;
સીંહ પેઠે હું પડું સૈન્યમાં, કરૂં દુશ્મન નાશ. સ્વામી.

**રાહખેગાર—**

સાચું કહ્યું તમે પ્રેમદા, ધન્ય ધન્ય છે આજ;
સોડ સોભાવી પ્રીયા માહરી, રાખી જનુનીની લાજ. પ્યારી.

**રાણીક૦—**

નાથ ચાલો જઈએ સાથમાંરે, લઈ નાથનું નામ;
ક્ષત્રીની કુખ સોભાવીએ, કરીએ સીધ્ર કામ. સ્વામી.

**રાહખેગાર—**

ધન્ય હીમત પ્યારી, તાહેરીરે, હવે રહોને આંહીં,

સાથે નથી તમ કામતો, લડશું એકલા ત્યાંહીં   પ્યારી.

રાણીક૦

એ શું બોલો પ્રાણ માહરારે, દયા ગઈ ક્યાં આ વાર;
કરશો જુદી જો આપથી, મરૂં ખાઈ કટાર.   સ્વામી.

( રાણીકદેવી કટાર લઇ પોતાના ગળાપર મારવા તત્પર થાય છે રાહખેંગાર તેનો હાથ ઝાલી તેમ ન કરવા સમજુતી દેતો બોલે છે.

## રાગ બનઝારા.

**રાહખેંગાર—**

મુજને જાવાદ્યોને પ્યારી.

**રાણીકદેવી—**

નહી નહી વાત થનારી.

**રાહખેંગાર—**

કરૂં લડાઈનીજ તઈયારી, ઘેરી દુશ્મને મેહેલની બારી;
મારૂં દરેકને ઘા કારી, મુજને જાવા દ્યોને પ્યારી.

**રાણીકદેવી—**

કદી એવું નહી જો બનશે, સૌન્ય આંપણનાને રૈશે;
નહીં કરો મને દુઃખીયારી, નહીં નહીં એ વાત થનારી.

**રાહખેંગાર—**

ખરો ક્ષત્રીનો બચો જેહ, કેમ મે'લમાં સુઈ રહે;
કરે દુશ્મનની ખુવારી, મુજને જાવા દ્યોને પ્યારી.

**રાણીકદેવી—**

ભલે રાજ્ય જો સઘળુ જાએ, કદી વનમાં વાસો થાએ;

ફળ ખાઈને દીન ગુજારી, નહી નહી એ વાત થનારી.

રાહખેંગાર—

નહીં કર તું મનેરે નીરાશ, પુર મારા દીલની આશ;
દે રજા ખુશીથી સારી, મુજને જાવા દ્યોને પ્યારી.

રાણીકદેવી—

નહી નાથ એ વાતજ કરશો, દયા દાશીની દીલમાં ધરશો;
કરો જીંદગી આ સુખીઆરી, નહીં નહીં એ વાત થનારી.

રાહખેંગાર—

એવા ભીરૂના બોલ ન કહીએ, લડવાતણી હીમત દઈએ;
ખરો ક્ષત્રીનો ધર્મ જાણી, મુજને જાવા દ્યોને પ્યારી.

રાણીકદેવી—

તમવિના હું એકલી નાથ, કહો રહુ હું કેનીસાથ;
ચાલો જઈએ જંગલમાં નાશી, નહીં નહીં એવાત થનારી.

રાહખેંગાર—

નાસવાથી પ્રતિષ્ટા જાએ, દુનિયામાં બેઆબરૂ થાએ;
કરો બાત ન એવી નહારી, મુજને જાવા દ્યોને પ્યારી.

રાણીકદેવી—

તમ પ્રીતીનું પાન જેહ, કરૂં કોની સાથે હું તેહ;
દુઃખ ઝાળને નાખો નીવારી, નહી નહીં એ વાત થનારી.

રાહખેંગાર—

બોળું ક્ષત્રીવટ હું આજે, તો તો માતા મારી લાજે;
આખર પ્રીતીછે દુખીઆરી, મુજને જાવાદ્યોને પ્યારી.

રાણીકદેવી--

જળવીનાનું મીનજ જેવું, વીના આપના તન છે તેવું;
ખરે થઈ હવે દુઃખીયારી, નહી નહીં એ વાત થનારી.

રાહખેંગાર—

બસ પ્યારી તું કર ન જક, લડવા જાવું મારે બેશક;
હવે પ્રણામ પ્યારી મારી, મુજને જાવાદોને પ્યારી.
( રાહખેંગાર યુધ કરવા ચાલ્યો જાયછે. )

---

# પ્રવેશ ૪ થો.

## સ્થળઃ- જીર્ણદુર્ગની બજાર.

**પાત્ર**—સીધરાજ તથા રાહખેંગારનું લશકર.

( રાહખેગાર પોતાના મેહેલ ઉપરથી નીચે ઉતરનાં ગીરનારના પ્રવીત્ર પર્વતમાંથી ચંદ્રોદય થતાં તેના શીતળ કીરણ ખેંગારના મુખ ચંદ્રપર પડતાં વાર સીધરાજની દ્રષ્ટીએ ખેંગાર પડતાં તેને ઝેરી તીર મારી રાહખેંગારના આત્માને પરમાત્માની હજુર પોચાડી દીધો બાદ લડાઇ બંધ કરી ) મુડદાં, શોણીત અને લડાઇનો દેખાવ.

---

# પ્રવેશ ૫ મો.

## સ્થળ—જંગભુમી.

**પાત્ર**—સીધરાજ, દેશળજી, વીશળજી, અને બીજા ભડાયકો.

**સીધરાજ**—વીશળજી આ તમારા મામાનું મુડદુ સચવાવી આપણી છાવણીમાં પુગાડો અને હું રાણીકદેવીના મેહેલમાં જઈ તને મારા સ્વાધીનમાં લઊં કારણ કે જો તેને આ વાતની ખબર થશે તો તે આત્મહત્યા કર્યા વગર રેહેશેજ નહીં અને જ્યારે તેમ બને ત્યારે બારવર્શની અથાગ મેહેનત ઉપર પાણી ફરેજ.

**વીશળ**—હા કાકા, આપનું કેહેવું યથાર્થ છે પરંતુ મારી બીનતી આપ જો ધ્યાનમાં લ્યો તો હું અરજ કરૂંછું કે આપ આપનું પાટણ છોડી આંહીં આવી રહે આજે ૧૨ વરશ થયાં તોપણ જુનાગઢના કીલામાં આપ દાખલ થઇ શકેલ નથી તે મુજબ આ રાણીકદેવીના મેહેલમાં દાખલ થવાને આપને પુરેપુરાં બીજાં ૨૪ વર્શ જોઇશે; માટે જો તાકીદથી આપે તેના મેહેલમાં દાખલ થવું હોય તો દેશળજીને સાથે લઇ જાઓ કે તે કંઈ પણ યુક્તી કરી બાર ઉઘડાવશે.

**દેશળ**—હા ? કાકા, વીશળજીનું કેહેવું ખરૂં છે. હું આપની સાથે રહી કંઇપણ યુક્તાથી રાણીકદેવીનો મેહેલ ઉઘડાવી દઇશ પરંતુ ત્યાં આપે યાદ રાખવાનું છે કે રાહખેંગાર મરી ગયેલ છે એ વાત ત્યાં કેહેવી નહીં પરંતુ તેને જીવતાં કેદ કરેલ છે એવુંજ જણાવવું નહીંતો. રાણીકદેવી સતી છે તે એકાએક શ્રાપ દઈ આપણને ખાખ કરી દે.

**સીધરાજ**—બરાબર દેશળજી તમારી યુક્તી ઉચીત છે માટે ચાલો તેમજ કરીએ.

---

# પ્રવેશ ૬ ઠો.

## સ્થળ–રાણીકદેવીનો મેહેલ.

**પાત્ર**–રાણીકદેવી–પછીથી સીધરાજ, દેશળજી અને પછી-
થી રાહખેંગારનો પુત્ર.

**રાણીકદેવી**— રાહખેંગાર તીરસ્કાર કરી ગયા બાદ રા-
ણીકદેવી તેની જીંદગી માટે પ્રભુપ્રાર્થના કરછે.

### રાગ દીંડી.

કરો રક્ષા પ્રભુ દુશ્મનોને મારી,
મેહેરઆણી મુજ નાથદો ઉગારી;
મેહેરકર પ્રભુ પુત્ર તુજ ધારી,
વીજયશાળી નાથ મોકલો મોરારી. ૧
દયા આણ પ્રભુ બાળકી હું તારી,
સ્તુતિ શું કરૂં હુ અલ્પ મતી મારી;
રણે થજે ઈશ મમ પતીનો વારી,
વીજયશાળી નાથ મોકલો મોરારી. ૨
અસહ સંકટેથી પાંડવોને તાર્યા,
થઈ સારથી તેં કૌરવો સંહાર્યા;
પળમાંહી પ્રભુ દુખદો નીવારી,
વિજયશાળી નાથ મોકલો મોરારી. ૩
કરૂં સ્તુતિ પ્રભુ ધ્યાન જરા દેજે,
અલ્પ સ્તુતી ઘણી માની હરી લેજે;

જીર્ણું દુર્ગ મધ્ય વીજયદે પુકારી,
વિજયશાળી નાથ મોકલો મોરારી.

( નીચે કંઈ અવાજ થતો સાંભળી અચકે છે. )

**દેશળજી**—મામી, એ મામી, બાર ઉઘાડો હું તથા મારો મામો દુશ્મનોને મારી જીત મેળવી આવ્યા છઈએ.

**રાણીક.**—કોણ દેશળજીકે–મેં સાંભળ્યું હતું કે તમો દુશ્મનોને મળી ગયા છો? અને રખેને ફરેબથી મને ફ-સાવવા ધારતા હો! માટે જો મારા પ્રાણનાથ મને બોલાવશે તોજ હું ઉઘાડીશ.

**દેશળજી**--મામી–તમારૂ કેહેવું ખરૂં છે હું દુશ્મનોને, મળી ગએલ; પરંતુ તે એટલાજ માટે કે જો તેમ ન કરત તો દુશ્મનો મરાત નહી અને ઘણા દીવસ સુધી આપણે અને આપણી વસ્તીને હેરાની ભોગવવી પડત. વળી મામા મારી સાથે છે પરંતુ તેને સીધરાજના હાથનો એક સખ્ત જખમ વાગવાથી આ વખ્ત તે બેભાની અવસ્થામાં છે માટે તુરત બાર ઉઘાડો કે મામાની સારવાર થાએ.

**રાણીક.**—એમછે ત્યારે તો લ્યો ઉઘાડું.

મેહેલનું બારણું ઉઘાડે છે ત્યાં રાહખેંગાર નહીં પણ સીધરાજ મેહેલમાં દાખલ થઇ રાણીકદેવીને કંઠાલીગન દેવા જાએછે ત્યાં સીધરાજને જોઈ રાણીકદેવી મુર્છાગત થઈ પડે છે તેને—

**સિદ્ધરાજ**—પ્રીયા.

**રાણીકદેવી**—(પ્રીયા શબ્દ કરણે પડતાં સીંહનીની માફક

કૂદીને) પ્રીયા કેહેનાર પાપી ખશ દુર અહીંથી.

**સિદ્ધરાજ**—હે કોમળાંગી, હે કામકદળી, હે સુવદના, શા માટે ગભરાય છે. સોરઠ જેવા સોળ ભાગની પટરાંણી કરનાર અને તારી સાથે પ્રથમથીજ સગાઈ થઈ હતી તેજ હું. સીધરાજ.

**રાણીક૦**—અરે દુષ્ટ આવું બોલતાં તારી જીભ કેમ નથી કપાતી? મુક પુળી તારા રાજમાં અને પાટમાં.

**સિદ્ધરાજ**—તારે આટલું બધું બળ બતાવવાનું નથી યાદ રાખ કે તારા ધણીને મેં કેદ પકડેલ છે જો તું મારા સ્વાધીન થઈશ તો હું તેને છોડી દઈશ નહીં તો કટકે કટકા કરી નાખીશ.

**રાણીક૦**—અરે દુષ્ટ પૃથ્વી કેમ રસાતાળ નથી જતી; સુર્ય કેમ આથમણો નથી ઉગતો, પણ હું જે એક વખ્ત રાહખેંગારની કેહેવાઈ તે કદી તારે સ્વાધીન થવાની નથી તું ભલે મારા આજ વખ્તે કટકા કરી નાખ પણ મારા પ્રાણનાથને ઊગાર એટલી મારી વિનતી છે.

**છોકરો**—મા, મા, આ કોણછે? તું કેમ રૂએ છે? કેમ બોલતી નથી, દેશલજીભાઈ મારા કાકા કયાંછે અને આ અજાણ્યો માણુસ કોણછે?

**સિધરાજ**—(ગુસામાં) સીપઈ, આ છોકરાને અહીંથી લઈ જાઓ (રાણીકને) કેમ માનેછે કે નહીં? નહીં તો તારા છોકરાનો નાશ કરીશ.

**રાણીક૦**—છોકરાનો તો શું પણ આખી પૃથ્વીનો ખ-

લઈ મારા પ્રાણનાથનો નાશ કરશે તોપણ હું મારૂં સતીત્વ છોડનાર નથી.

**સિધરાજ**—ઠીકછે ત્યારે (સીપાઈના હાથમાંથી કુંવરને પડાવી તરવારથી તેના બે ટુકડા કરી નાંખેછે તે જોઈને.)

**રાણીક૦**—(અતીશય આક્રંદથી) અરે ઘાતકી સીધરાજ!

( અતીશ્ય રૂદન કરતી )

( રાગ–મારી વહાલી તું થાને શાંત. )

દુખદરીયામાં નાખી એ નાથ, મારાથી કેમ જીવાએ;
રોઈ રોઈને રે'વું આંહીં, વીના મોતે કેમ મરાય.

**સાખી.**

આપ જવે અવની વીશે, થયું અંધારૂં ઘોર;
તુજ ભ્રાતા બહુ વલવલે, કરે મળવાને બહુ શોર. મારાથી.
પ્રેમ અતીશય રાખતો, દીલનો પુત્ર દયાળ;
ચીંતા મારી રાખતો, હવે લેશે કો સંભાળ. મારાથી.
સોરઠ પ્રજાના હાથથી, ગુમ થયુંછે રતન;
બીજા ભાવ નહીં લાવતાં, કરૂં કેનું હું તો જતન. મારાથી.

**સીધરાજ**—વધારે રડવું છોડી દે' તું જાણતી હઈશ કે તારો પતી મારી સાથે કેદછે પણ નહીં તેનો પાપી આત્મા ઘણો વખત થયા જગતકર્તાની હજુર પોહોંચી ગયો છે, માટે જો તું મારે સ્વાધીન થઈશ તો તારા મોટા પુત્રને હાથે તેની ક્રીયા કરવા આજ્ઞા દઈશ અને આ સૌરાષ્ટ્રની ગાદી પણ તેનેજ આપીશ; માટે હજી માન.

**રાણીક૦**—હર હર વીશંભરા!!!!

( રાગ ઓધવજીનો સંદેશો )

શી રીતે પ્રભુ ધીરજ ધારી બેસુ હું,
ભડ ભડ દીલમાં ભડકા દુઃખના થાયજો;
કેર થયોછે અતીશે આ અવની વીશે,
ફેલીછે આ દુખની મોટી રેલજો.
પ્રાણ તણારે પ્રાણ ઉડીને ક્યાં ગયા,
દયા ન આવી મુજને કરતાં નીરાશજો;
કોનેરે આધારે રહીશ હું નાથજી,
શાન્તી કેવી રીતે દીલની થાયજો.
પ્રજા સઘળી તલફે આપ વિયોગથી,
વિના પાણીનું જાણો જેવું મીનજો;
કેમ કરી આ જીંદગી પુરી તો થશે,
દુખ તણી તો રાખી નહીં કંઈ સીમજો.

હે દયાળુ પ્રભુ હે જગ્તભર્તા જગદીશ્વરા એટલો મોટો મેં તારો શો અપ્રાધ કર્યોછે? અરે પતી! અરે પુત્ર મારા દુખના વીસામા! મારા નોધારાના આધાર! મારી જીવન દોરી! તું પણ તારા પીતાની સંભાળ લેવા તારી રાંકડી માતાને મુકી ચાલ્યો ગયો હાય! હાય! હાય.

**રાગ રસીલી તારી સુરત.**

પુત્ર રતન તો પ્રાણથી પ્યારૂં, તેવણ જીવવું છેજ અકારૂં;
સુખડુ સર્વે ગયુંછે મ્હારૂં, સંસાર સુખ લાગેછે ખારૂં. ૧
માતુ માતુ કરી કો હવે આવે, જનુની કેરા જખમ રૂઝાવે;
નાથ અને પ્રીય પુત્રજ જાવે, અન્નોદક શી રીતે ભાવે. ૨

વૈરીનો કરશે એ નાશ, દીલમાં હતી એવી આશ;
હવે થઈછું તદન ઉદાસ, કે'વું મ્હારે કોનીપાસ.

## ( સહીયર દુખ શું દાખવું.—રાગ )

કરમ ફુટુંરે મ્હારૂં આજથી, ખોયા રાયને રાજ;
ગઢરે જુનો સુનો થયો, જાતાં રાહખેંગાર. ૧
મંદ મંદ મુખથી બોલતાં, કરી હાસ્ય વિનોદ;
એ સઘળુંરે એળેગયું, ગઇ દુશ્મન હાથ. ૨
સૂના મંદિરમાં પોઢતાં, લઈ પ્યારીને પાસ;
એ ઘડ કયાં હવે રડવડે, ખરે થઇછું નિરાશ. ૩
એક કે'તાં એકવીશ મળે, ઘરે ભુમી ન ભાર;
એ ઘડ ક્યાં હવે રડવડે, દુખનો નહીં પાર. ૪
જે નારીકો નીરખે નહીં, નખકો ન પામેલ;
તેરે દુશ્મન હાથે ચડી, કર્મ થયુંછે સામેલ. ૫
ઓ નાથરે આવી મળો, દો દરશનનો લાભ;
દાશી તમારી રોઇમરે, ધીકઃ ધીકઃ અવતાર. ૬

**સીધરાજ**—કેમ સ્વાધીન થાએછે કે નહીં, કે હજી વધારે દુખ વેઠવું છે? માટે કોમળાંગી ચાલ મારા કમળ મેહેલમાં ને કર મઝા.

**રાણીકદેવી**—અરે ઘાતકી ચંડાલ!!! ( મુર્છાખાઈ ઢળી પડે છે તે ઉઠતાં ઉઠતાં )

## લલીત.

અરર નાથરે શું હવે થશે, દીવસ માહરા કેમરે જશે.
દીલ ઉદાસ તો કેમરે કરી, પરમ પ્રાણને ક્યાં મળું ફરી.

સયન ગૃહ આ સુનુરે થયું, જીવન માહરૂં એમરે ગયું.
જાઇશ ક્યાં હવે બેસવા ઠરી, પરમ.
દીલથી પ્યારી તો કો હવે કહે, દુખ બધું હરી કોણરે લહે.
થઈ અભાગણી દુખની ભરી, પરમ.

શયન જોઇને શોકતો થશે, હૈડું માહરૂં હાથથી જશે.
અરર ધીકછે તારને જરી, પરમ પ્રાણ.
ખરર આંખથી આંસુઓ ખરે, મનડુ માહરૂં હાથના રહે.
મરીશ હું હવે ઓ હરી હરી, પરમ પ્રાણને ક્યાં મળું ફરી.

અરે દુષ્ટ તું મને ના અડક, હાવ ક્રુર ધાતકી દેશળ તું તારૂં મોં મને ના બતાવ. અરેરે તને આ તારા નાના ભાઇની પણ દયા ન આવી, હાય હાય; ધાતકી દેશળ તુને કીલ્લા બહાર જતાં કાળોત્રો કેમ ન ડસ્યો અને તું કેમ ન મુવો. અરે જેનું તેં નીમક ખાધું તેનુંજ ખોદયું. અરેરે મેં દુધ પાઇને આ વીશધરને ઉછેર્યો. તું તારૂં કાળુ કર અને હજી જો કંઇ શરમ આવતી હોય તો આ દુષ્ટને સમજાવ–પ્રાચીનકાળનો દાખલો તેં પાછો સજીવન કર્યો. ભાણેજ થઈ મામાનો પ્રાણ લેતાં ન અચકાયો.

**સીધરાજ**—( વીચારમાં પડીને ) હા ખરેખર મારી પ્યારીનું કેહેવુંજ યથાર્થ છે. આ દુષ્ટે જેવી રીતે તેના મામાને દગો દીધોછે તેવીજ રીતે મને પણ દેશે. ખરે મારો અર્થ સાધવા મેં તેને આશ્રય આપેલ પણ હવે તેને પાસે રાખવામાં માલ નથી નીતિશાસ્ત્રમાં કહુંછે કે—

## श्लोक.

**विश्वासः प्रतिबंधानां येनर विश्वास घातिनः**
**तेनर नरकेयांति यावत्रद्रो दिवाकरः**

અને તેટલાજ માટે તેનું આ વખતજ નીકંદન કરી નાખવું એ વ્યાજબી ને ઉચીત છે. પણ તેવી બાબતની જો તેને ખબર થઈ તો તે પણ ક્ષત્રી બચો છે. અને આહીં હાલ હું એકલોજ છું. અને એક સીપાઇ છે તે પણ બહાર છે માટે કંઇ પણ ઉપાયથી તેને ફારેબમાં ફસાવી પકડવો એજ સલામતી ભરેલું છે, માટે (વીચાર કરીને) સીપાઈ.

**સીપાઇ**—જી હજુર.

**સીદ્ધરાજ**—સીપાઈ—મારી પ્યારીના કેહેવા મુજબ એ વીશ્વાસઘાતકી દેશળજીને ઉપર કોટની ધકા બારીએથી ફેકી દો—ફેકી દેતાં અવલ તેનું નાક હજામ પાસે કપાવી તેને અવળા ગધેડાપર બેસાડી આખા શેહેરમાં ફેરવવા ચુકવું નહીં. અને તેજ મુજબ પેલા નીમક હરામ વીશળજીનું પણ કરો એટલે મારી પ્યારીનું દીલ શાન્ત થાય.

**રાણીક**—બસ ચંડાલ બસ, હું તને હજાર વખત કહુંછું કે તું મને પ્યારીના ઉપનામથી ન બોલાવ પણ પુત્રીના નામથી બોલાવ. તું રાજા છે અને આ દેશનો અધીપતી હવે તુંજ છે અને જ્યારે તેમ છે ત્યારે હું હવે તારી પુત્રી છું માટે પુત્રીપર મેહેર રાખ, હું તને હાથ જોડીને કહુંછું કે મારા એક છોકરા સાથે જવાદે હું મારો નીરવાહ

ભીક્ષા માગી ચલાવીશ. અરે, તું રાજા થઇને અને સર્વનો પીતા ગણાઈ આ તારી ધર્મની બેહેન તરફ, રાજા તરીકે તારા ફરજંદ તરફ કેમ નથી જોતો.

**સીદ્ધરાજ**—ચુપ ચુપ એ બકવા છોડી દે; હાલ તું નહી માને એમ લાગે છે. માટે ચાલ હાલ તો તું પાટણ, પછી જોઈશ.

( એટલામાં દેશળજી તથા વિશળજીને મુસકે ટાટ બાંધી મેહેલ નીચેથી લઈ જાય છે તે વખત દેશળજી બોલે છે )

**દેશળ તથા વિશળ**—હા ! પરમેશ્વર મેં પ્રથમથી કંઇ પણ વિચાર ન કર્યો અરે આ સૌરાષ્ટ્રની આખી પ્રજાને તેમજ આ ગરીબડી સ્ત્રીને મેંજ ફસાવી. ધીક છે મારા અવતારને આ કરતાં કદી એક પથ્થર થયો હતે તો પ્રજાનું રક્ષણ કરનાર કીલામાં સમાઇ લોકોને ઉપયોગી થઇ પડત. હા ! આ બધી ખરાબી કરનાર કોણ ફકત દારૂ—દારૂ—દારૂ.

**બેત—**

ઓ દારૂ દારૂ કેવી તારી ચાલ, મ્હોટા સુરવીરને કરે બેહાલ;
કજીયો કુસંપને કલેશનો વધારનાર, પીયે જે દારૂ તેને છે ધીઃકાર

**સીધરાજ**—( બારીયેથી ) સીપાઈ, અને જલદી ધકેલ બારીમાંથી ફેકી આવો કે જેથી દુનીયા ધડો લે કે નીમકહરામી કરવામાં કેટલો ફાયદો છે, અરે (પોતાની પાસેના સીપાઇને ) આ દુષ્ટ હઠીલી સ્ત્રીને રથમાં બેસારી આપણી છાવણીમાં લાવો અને તુરત છાવણી ઉઠાવો, તેટલામાં હું શેહેરનો યોગ્ય પડતો બંદોબસ્ત કરૂંછું. (સીધરાજ જાયછે.)

**સીપાઇ**—ચાલો બાઈસાહેબ.

**રાણીકદેવી**—અરે દુષ્ટ દુર રહે, મુક પુળી તારા બાઇ સાહેબના સંબોધનમાં. ચાલ હું તારી પાછળ ચાલીજ આવું છું.

(રાણીકદેવી ગીરનારનો પવીત્ર પર્વત ઉતરતી જાય છે. અને હૈયા ફાટ વચને વિલાપ કરતી ચાલી જાય છે).

**રાગ આશાવરી જોગીયો.**

છોડીને જાઊં હું એકલી, પ્યારા તુજ પ્યાર;
છોડીને પ્રીતમ પ્રાણને, સાથે હરી આ વાર.
ધિઃક ધિઃક ગીરનાર હો, પડયો નહીં આ વાર;
રંડાપો રાણકદેવીને, મરતાં રાહખેંગાર. (શીખરો પડે છે.)
પડ ન પડ આધાર તું, જીવતાં જાત્ર સાર;
રંડાપો રાણકદેવીને, મરતાં રાહખેંગાર.

**(મોર બોલે છે)**

દુષ્ઠ મયુર તું શું કરે, મધુર સ્વર આ વાર;
રંડાપો રાણકદેવીને, મરતાં રાહખેંગાર;
બાળે છે મુજ મન તું, બળજો તારી જાત.
રંડાપો રાણકદેવીને, મરતાં રાહખેંગાર;
પ્રણામ વાહાલા કોટને, પ્રણામ છેલી વાર.
રંડાપો રાણકદેવીને, મરતાં રાહખેંગાર;
પ્રણામ ગુરૂ દતાત્રી, પ્રણામ અંબા માત.
રંડાપો રાણીકદેવીને, મરતાં રાહખેંગાર,

પ્રીતમથી મેળવ પ્યારીને, માતા મારી સાર;
જુગો જુગ જોડલુ, રાણીક રાહખેંગાર.
( ઉતરતી જાય છે. )

---

## પ્રવેશ ૭ મો.

**સ્થળ—વઢવાણ નજીક ભોગાવા ઉપર સીધરાજની છાવણીમાનો રાણીકદેવીનો ખાસ તંબુ.**

**રાણીકદેવી—**( એકલીક એક કોચ ઉપર બેઠી બેઠી. )

**રાગ આશાગોડી.**

લાજ રાખો પ્રભુ મારી, સંકટ સમયે લાજરાખો પ્રભુ મારી.
ગુજરના મહીપતીએ આવી, મુજ નાથને નાખ્યા મારી. સં.
મુજને ફસાવી લાવી આંહી, છુટવાની નથી બારી. સંકટ.
તુજ બચાવે તોજ બચું હું, નહીતર થઇ દુ:ખીઆરી. સંકટ.
સત્ય પતીવૃત રાખજે મારૂં, પ્રભુ હું બાળકી તારી. સંકટ.
સતી ધરમને કારણ હું તો, જીંદગી તજુ હું મારી. સંકટ.
પ્રાણ પડે કદી મુજ ધર્મ માટે, તોપણ જાઉં ન હારી. સંકટ.
સાહે થજે તું સુકૃત્યે મારા, લેજે પ્રભુ તું ઉગારી. સંકટ.
( સીધરાજ એકદમ પ્રવેશ કરીને )

**હીંડી.**

**સીધરાજ—**

પ્રાયા માન જરા માન કહ્યું મારૂં, કેમ ખુટુંછે આયુશ્ય પ્રીયાતારૂં;
નથી કોઇ તુને હવે બચાવનારૂં, પ્રાયા માન જરા માન કહું મારૂં.

હજી વખ્ત ઘણોછે વીચારી જોને, પછી પ્રીતી કેરૂં પાન મને દોને.
પ્રાયા પ્યાર હજી દીલમાં હું ધારૂં, પ્રીયા માન જરા માન કહું મારૂં.
વખ્ત નથી હવે અવગુ થયાનો, નથી વખ્ત મારે તુજપરે દેયાનો;
હજી માન ધરતું કાન વાલ વધારૂં, પ્રીયા માન જરા માન કહું મારૂં.
ખુશીકરૂં ખુશીકર બહુ તુને, દીલ ચડોછે આનંદ જુસો હુંને;
દઊં દોલત માયાને પીડ સારૂ, પ્રીયા માન જરા માન કહું મારૂ.

**પ્રીયા**—ઘણી વખ્ત હું તુને કહી ચુક્યો અને ધારૂંછું કે હવે તારા સ્વદેશનો જુસ્સો તારા દીલમાં કવચીત રહ્યો હશે માટે હવે તું ખુશીથી મારી સાથે પુનરલગ્ન કર અને ગુજરાત જેવા વિશાળ દેશની પટરાણી થા અને સોરઠ તારા પુત્રને સોંપીશે પ્રીયા.

**રાણીકદેવી**—પાપી.

**( રાગ પીયુને તજાવનાર )**

શુંરે કહુ દુષ્ટ તુને શરમ નથી,
કાયર થઇરે તુને કથી કથી;
પુત્રીવત તારી તેને પ્યારી શું કહે,
નફ્ટ નિરલજ જરા મનમાં લહે.
પ્યારી કેતાં જીભ તારી કેમ ના ત્રુટે,
પ્યારી કેતાં આયુશ તારૂં કેમ ન ખુટે;
જીભ તારી મારે ઉગો કટક તો સાર,
ધીઃક ધીઃક તારો જાજો એળે અવતાર.
ભલે સુર્યોદય પશ્ચીમમાં થાએ,
ભલે કદી સમુદ્ર માજા મેલીને જાયે;

ભલે કદી નક્ષત્ર સૌ પૃથ્વીમાં પડે,
ભલે કદી ચંદ્ર સુર્ય પૃથ્વીને અડે.
સતી ક્ષત્રાણીરે તણી રાખીશ માં આશ,
એથીરે થશેરે તારા જીવનો વિનાશ;
ધર્મના પીતારે તું પુત્રીથી રેજે દુર,
તાત મારા તુલ્ય તુંતો થા નહી કરૂર.

પીતા તુલ્ય રાજા હુ પણ તને વીનતી કરીને કહુંછું કે મને હવે વધારે વખ્ત ન છેડ હું સતી, તુ એમ ધારે છે કે મને જે જુસો મારા પવીત્ર નગરમાં હતો તે આંહી નહીં હોય, ના ના તે વિચારનો ખ્યાલ તારે સ્વપ્ને પણ નજ લાવવો મારો પતીવ્રત જુસો મારા મરણ પછી મારી ચેહમાં પણ ખળખળશે અને તારો અંત આવતાં સુધી તારો પીછો લેવા છોડશે નહીં.

**સીધ્ધરાજ—**સહન સીલતા રાખ તુ માનીશજ નહી એમ મને ખાત્રી છે કુળ નીકંદન કરનાર દેવી ચાખજે સ્વાદ, સીપાઈ રાહખેંગારના પુત્રને લાવો. (સીપાઇ જાય છે.)

**રાણીક—**કસાઈ! તું મને કુળ નીકંદન કરનારની ઉપમા આપે છે? શું મારા નીરદોશ પુત્રોના શબો મારી નજર આગળ પડતાં જોઈ મારો સતી ધર્મ ચુકું ના, ના, એ તો તુજ મારા કુળ નીકંદન કરનાર પાપા અને તેજ પાપે તારૂ કુળ નીકંદન થશેજ.

( માણેરો બંધીવાનની હાલતમાં દાખલ થાય છે. )

**માણેરો—**વાહાલી માતા !!! મારા સ્વર્ગવાસી પીતા!!!

**રાણીક**—કુળદીપક પુત્ર. ( રાણીકદેવી, પોતાના ગળા સાથે પોતાના વાહાલા પુત્રને જોડી દેછે અને સ્તનપયથી પોતાના પુત્રને નવરાવી દેછે )

**સીધ્ધરાજ**—( ખુલા ખડગથી, પોતાની મમતાળુ માતાને કંઠાલીંગન દઈ રડતા પુત્રને જોરથી ખેચી તેને મારી નાંખવા જાય છે ત્યાં )

**રાણીકદેવી**—( ગળગળે સાદે ) એ નીરઅપરાધી પશુનો ( ડસકાં ખાતી ) વધ હત્યારાની પેઠે કરવા કરતાં ( ડસકાં ખાતી જાય છે ) મારા કટકે કટકા કર પ્રથમ મારા હાથ કાપી જો આંખ ફોડી જો. (ડસકાં ભરતી કાન કાપ મારી દરેક આંગળીમાંથી જીવતાં નખ છોંટ અને મને રીબાવી રીબાવીને મારી પરીક્ષા લે કે મારો પ્યાર મારા સ્વામી તરફ છે કે ડગે છે.

**માણેરો**—માતા મારા છેલા પ્રણામ મારી હેતાળુ માતા મારી મમતાળુ મા તેં મારાપર કરેલા અથાગ ઉપકારનો કીંચીત માત્ર પણ બદલો ન આપતાં અને પીતાજીના વંશનો નાશ કરતો હું મારા પીતાને મળવા જાઊંછું, માતા મારાથી કંઇ માતૃ ભક્તીમાં નુન્યતા રહી હોય મારી વીવેકી માતા મારી તરફથી તુંને કંઈ કડવાં વચન કેવાયાં હોય તેની ક્ષમા કરજે. માતા માતા ( બોલવા જાય છે ત્યાં )

**રાણીક**— **ગીતિ.**

પ્રીય પુત્ર માણેરા, ક્ષત્રી જાતી કદા નહી ડરીયે;
મરતાં છેલી વારે, ઇશ વીના નહી મા મુખ કહીએ

## સોરઠો.

" માણેરા તુ મં રોય, મકર રાતી આંખડી; "
" કુળમાંજ લાગે ખોડ, મરતાં મા ન સંભારીયે "

**માણેરો**—માતુશ્રી હું મરવાને ડરતો નથી પરંતુ આ ધાતકી સીધરાજ મને બંધીવાન કરી મારે છે અરે ! એક જોરાવર સીંહને પીંજરામાં પુરી પછીથી તેનો નાશ કરે છે સીધરાજ જેવો બળવાન રાજા ફક્ત મારા એકલા સાથે યુધમાં ઉત્તરી મારા હાથ જોત અને પછી હું મરત તો મારૂં દીલ સ્વર્ગમાં પણ સંતોશ માનત પણ આ સીધરાજ જેવો ચંડાલ ગુજરાતનો મહીપતી એક બાયલા અને હીચકારાની માફક કૃત્ય કરે છે એ ( બોલવા જાય છે ત્યાં સીધરાજ પોતાની તરવારથી તેનું માથું કાપી નાંખે છે.)

**રાણીક**—અરે ધાતકી મારા એક પુત્રની પણ તને દયા ન આવી. અરે તેના નીરદોશ બોલવાથી પથર ગળી જાય તો તારી વ્રજ છાતીમાં દયાનો એક પણ અંકુર ન છુટયો (ગુસામા) પાપી, નીચ, મારા બે પુત્રો અને પતીનો નાશ કરી મને એકલી કરી તું તારી મનોવૃતીમાં સફળ થઈશ ચંડાળ લાવ મારા પવીત્ર પતીનું શબ.

( રાણીકદેવી લાલ આંખે અને ધ્રુજતે શરીરે )

### રાગ જુવો જુવો વીપ્રે ભીડી હામ.

બસ બસ થઈ હવે બહુ, ક્ષત્રાણી સત નહી ચુકેરે.
જગ જોશે દાખલો સહુ, સતી શીર નહીં મુકેરે;
તારા કૃત્યમાં નહીં કચાસ, ક્ષત્રાણી.

તુજ નીશફળ સર્વે આસ, સતી.
લાવ પવિત્ર પતીનું શબ, ક્ષત્રાણી.
થાવું સતી જોતાં જગ, સતી.
જા જલદી આણી આપ, ક્ષત્રાણી.
નહીંતર બાળી કરૂં હું ખાખ, સતી.
છેવટમાં કહું નીરધાર, ક્ષત્રાણી.
તું વાઝીયો મરશે સાર, સતી.
તુજ રાજ્ય થશે પાયમાલ ક્ષત્રાણી.
તુ મરશે ભુંડે હાલ, સતી.

દુષ્ટ લાવ મારા પવીત્ર પતીનું શબ બસ હવે બહુ થઈ મારા શરીરમાં રગે રગ સત ચડયું છે વીમાન મને અને મારા પતીને લેવા આવેછે તે જો મારા પ્રીયતમની સાથે જવા દુષ્ટ મને મોડું થાયછે, તારા રોકવાથી હું રોકાઈશ નહીં એમ તું નીશ્ચે જાણજે. મને મારા પ્રાણનાથ બોલાવે છે. પ્રાણપતી હું આવી–આવી. ચંડાલના રાજા જલદીકર.

**સીધ્ધરાજ**—(હાથ જોડી)ક્ષમાકરો અને ચાલો મારીસાથે.

પડદો.

---

# પ્રવેશ ૮ મો.

**સ્થળ—ભોગાવાના કાઠા ઉપરની વીશાળ જગો.**

**પત્રો—**સીધરાજ ઇત્યાદી સ્ત્રી પુરૂશો.

( રાણીકદેવી ધોળા વસ્ત્ર પેહેરી પીયળ કાઢી કેશ છુટામુકી

( ચીતાપાશે પોતાના પતીનું શબ ખોળામાં લઇ ગુરૂ ગીરનારીની પ્રાર્થના કરેછે. )

## ( રાગ દીનજાણી દયાઆણી. )

માતા પુત્રી મને જાણી શાણી સુખ આપોરે,
કષ્ટ રૂદયના તમે કાપો માતા.
જોગમાયા માયા સાચીછે તારી,
માહારીલાજ તારે હાથ માતા કાપો ઉતાપોરે;
કષ્ટ રૂદયના તમે કાપો, માતા.
આવુંછું જન્ની તારીજ પાસે,
થાશે ન્યાય મારો પુન્ય પાપ તમે માપોરે;
કષ્ટરૂદયના તમે કાપો, માતા.
પતીવ્રત કારણ થાએછે મારણ,
તારણ થાઓ તમે માત હાથ શીર થાપોરે;
કષ્ટરૂદયના તમે કાપો, માતા.

**સીધ્ધરાજ**—( પગેપડી ) હે માતુશ્રી મારા કામાંધ પ-ણામાં મારેથી જે કંઇ અવીચારી કૃત્ય થયું છે તેની મને ક્ષમા દેશો.

**રાણીક૦**—જા તારી ગાદી ઘણા વરસ ટકશે તું મારી યાદીગીરી માટે આ જગોએ એક દેવળ બંધાવજે અને છેલે તુને એટલો ( શ્રાપ આપુછું કે તેં મારા બે બાળકોનો વધ ઘાતકી રીતે કર્યો છે તેથી તું અંતે પુત્રવીના મરશે. )
( રાણીકદેવી એટલુ બોલી સૂર્યનારાયણ સામે હાથજોડી સ્તુતી કરેછે.)

## ( દયાળુ દેવ કૃપાળુ તું )

( ડસકાં ભરતી. )

જગતનારે પ્રભુ પ્યારા, પડીછું હું શરણ તારા,
કૃતી તારી કળે નહી કોઇ, હં હાં હાં હાં હ હો હો હો જગ.
દીધુ છે દુખ અતીશે આજ, હં હાં હાંહાં હ હો હો હો. ૨
કરી અંતે તેં મારી સાથ, હં હાં હાં હાં હ હો હો હો. ૩
હણ્યા બે પુત્ર પ્યારાને, હં હાં હાં હાં હ હો હો હો. ૪
પતી પ્યારાના થ્યા બે હાલ, હં હાં હાં હાં હ હો હો હો. ૫
કરી બેહાલ મુજને તેં હં હાં હાં હાં હં હો હો હો ૬
રાખીછે લાજ પ્રભુ તે આજ હં હાં હાં હાં હં હો હો હો ૭
માગુછું હુંજ તારીપાસ રાણીકને રાખ્ય રાહખેંગાર ૮
ભવોભવ અમને રાખજે સાથ હં હાં હાં હાં હં હો હો હો ૯

**સીધ્ધરજ**—સતીત્વપણાનું ખરૂં ભુશણ જો તમો ધારણ કરતાં હો તો વગર અગ્નીથી બળો.

**(રાણીકદેવીના જમણા પગનાં અંગોઠામાંથી અગ્ની પ્રગટ થાય છે અને ક્ષણવારમાં ચીતા પ્રદીપ્ત થાએછે.)**

**લોકોનો સમુદાય—જયઅંબે, જયઅંબે અંબે માતકી જેય.**

( ચીતાનીઝાળ અને જયના પોકાર વચ્ચે પડદાનો ઓટ પડેછે )

**અંક ૨ જો સમાપ્ત.**

સર્વ પાત્રો સાથે

**( રાગ સનમ સખીરી રૂઠા ગયા )**

યથા શક્તિ આ ખેલ ભજાવ્યો, અલ્પ મતીથી જે રચીયો;
જન મનરંજન કરવા આજે, તન મન ધનથી આદરીયો.

**બેત.**

સ્ત્રી કેળવણી સારી, ખરી હીતકારી; હમેશા મુકાવે, ચાલ તેતો નઠારી·
સતી નારી કેરૂં, ચરીત્ર જે પવીત; નજરે જોયુ આજે, ખરૂં તેજ ચીત·

**ચાલ.**

નજરે જોયું નારી ચરીત્ર, સુંદર સારૂં હીતકારી;
વીધાવંત ગુણવંત ભણેલી, હમેશ થાજો સૌ નારી.
કુચાલ કેરાં ફળ ભોગવ્યાં, સીધરાજ જે મા' રાજા;
દારૂએતો દાટજ વાળ્યો, કોઇની નવ રાખી માજા.

**બેત.**

ભુલ ચુક અમારી નજરે પડીજે,
કૃપા કરી તે માફ કરીજે;
હમેશાં આશ્રય આપશો એજ આશ,
તસ્દી તમારી માટે માગીએ આજ માફ.

**ચાલ.**

ભુલ ચુક મનમાં નવ આણી, સાર ગૃહો સુજન તમે;
હશી ખુશીથી ઘેર પધારો, દરશન દેજો આવે સમે.



## સુચના.

प्रुफ सुधारतां, कोक जग्याए नजरचुकथी भुलो रही होय ते वांचनार सद्गृहस्थोए सुधारी वांचवा तस्दीलेवी प्रसिद्धकर्त्ता.

## ખબર.

જસુરામકૃત રાજનિતિ તથા રૂપસિંહના નાટકના ગાયનો બેઆના મોકલવાથી અમારી પાસેથી મળશે.

શા. પુરશોત્તમ ગીગાભાઈ
ભાવનગર.

---

# જાહેર ખબર.

આ ખેલ ભજવવાનો હક અમારી મરજી માફકછે નિચે લખેલા પુસ્તકો અગર બીજા હરેક જાતના પુસ્તકો અમારી પાસેથી રોકડી કીંમતે મળશે કમીશનનો બંદોબસ્ત પત્ર દ્વારે કરવામાં આવશે.

| | |
|---|---|
| રાહખેંગાર અને રાણીકદેવી મોટું નાટક | ...૦—૮—૦ |
| સદરગાયન ... ... ... ... ... | ...૦—૨—૦ |
| મચ્છિંદ્ર નાટક ... ...( છપાયછે ) | ...૦—૭—૦ |
| શારસ સંગ્રહ ... ...( છપાયછે ) | ...૦—૧૨—૦ |
| રૂપસિંહ. અને ચંદ્રપ્રભા ગાયન... | ...૦—૨—૦ |
| જશુરામકૃત. રાજનિતિ... ... ... | ...૦—૨—૦ |

**ભાવનગર**—બુકસેલર. પાનાચંદ તેજનભાઈ નવી કાપડ બજાર. તથા વોહરા. અબદુલહુશેન આદમજી રૂવાપરીને દરવાજે તથા ઠકર પ્રાણજીવન હરખજી તથા પ્રસિદ્ધકર્તા પાસેથી.

**અમદાવાદ**—ગુજરાત વર્નાકયુલર સોસાઇટીમાંથી. તથા બુકસેલર. માધવજી પ્રેમજી પાસેથી.

☞ શારસ સંગ્રહ છપાયછે માટે જો મારૂ આનંદરૂપી ઓષદ્ધ જોઇતું હોય તો આ પુસ્તક ખરીદ કરવા ચુકતા નહિ !!!!

☞ આ નાટક તથા ગાયન દ્વારકાં નોત્તમ નાટકનો મુકામ હશે ત્યાંથી મળશે.

(સહી) શા. પુરૂષોત્તમ ગીગાભાઈ.
વરતેજના દરવાજા બાહાર. ભાવનગર.